# રસીક ભજન પદ સંગ્રહ.

## શ્રી ગણપતીનું ભજન

માતાજીનો પારવતીની પીતા સંકરરાયજી, શુધ બુધ નારી સંગ ખેલે અંનંત લીલાય ગણાપતી દેખાડો દેદારજી, દેખાડો દેદાર સાંમી સઊની તારણ હારજી, હે ભલી ભીડ ભાગનાર ચડે ગરીબાંની વારજી. ૧ ગરથ સીદુર અગરચંદન ફુલડાંના હારજી, દેવ તમને નીત સમરે સંત વારંવાર. ગણપતી દેખાડો. ૨ જગની છે જોત ભારે ખેલખાંડા ધારજી, શુડથી સરૂપ સોભે કુણા પાંમે પાર. ગણપતી. ૩ કાસીબાઇ ગરૂ હમારા અનંદી અવતારજી, હરગોવદના ગુણ ગાઆ માંની લો હા તાર. ગણપતી. ૪

## ।। શ્રી રામદેજી માહારાજનું પરભાતીયું. ૧ લું. ।।

પોકરમાં પરીવારજીનો રાંમા, અજમલ ઘેર અવતારી રે; માતા મેલણદેના કુવર રાંમા લીલુડી અસવારી રે, અરજ સાંભલી વેલા આવજો રાંમા, તમને લાગુ ગરૂપાય રે. ૧ આ ધરતીમાં ખંભ ધણી રાંમા, દુનીયાંમાં દાતાર રે; ભાઇ વીરમદેના બંધવા રામા, નેતરદેના ભરથારરે. અરજ. ૨ કુવરબાઇના વીર છો રાંમા, રાખી સંતા કેરી લાજરે; દાળલ દેકને દુધ માગ્યાં રાંમા, આપે પીધુ માહારાજ રે. અરજ. ૩ ભાઠી હરજી ધણી ચાયના કરે રાંમા, પણ સુપનામાં કેવા રે; ડુગરડે ધુણીયો જોઈ રાંમા, આવ્યા દરસણ દેવા રે. ૪ મુને મનખો આલીયો રાંમા, ઘણી કીધી છે કીરપાય રે; કાસીબાઇયે સીર હસ્ત ધરો રાંમા, હરગોવન ગુણ ગાય રે. અરજ સાંભળી. ૫

## ।। પરભાતીયું ૨ જું. ।।

ઓધરમાં જ દી રૂધણુ થાતી, ગુણ ગોવીંદના ગાતો રે;

જનમ થયા પછી માયા વળગી, એ બોધ ક્યાં ગયો જાતો રે; રાંમ રસ પીયાં મારા આતમ પ્રાણી, હરી ભજો નીત દાહાડી રે; આ ધન ધાંમને આ કાયા ઇમની, આતો રચી ફુલવાડી રે. ૧ ઉતમ અવતાર સાચવી નાં જાંણો, હાથે સુ માર ખા ા રે; નથી અજાંણ્યુ ને નહિ રહે છાંનુ, કેઇ જાગીરે જાસો રે. રાંમ રસ. ૨ ધન દોલતને કટમ કર્બાલો, સુ માયામાં મળીયો રે; દયા ધરમનો મારગનાં ઓળખ્યો, પાપે કોઠાર ભરીયો રે. રામ રસ. ૩ પુરા મળે ને કોઈ અનભે ઉઘેડે, ગનાંન ભેળા જારે ગળસોરે; કાસી મા પરતાપ ગાય હરગોવન, હરી ભજસો તો તરસો રે; રાંમ રસ પીયો મારા આતમ પ્રાંણી, હરી ભજો ની દહાડી રે. ૪

## ॥ પરભાતીયું ૩ જું ॥

હે ગનાંન કેરા ઘોડા સણગારો, પરેમનાં પલાંણ રે; સત ધરમનાં બકતર પેહેરો, ભાવની લગામ રે; રાંમ નામનાં રતન હોરજો, હરી નાંમના હાર રે; કૃસ્નનાં નાંમનાં મુધાં મોતી મોહન નાંમની માળ રે. ૧ હેં જરણા કેરી લેજો ઝાઝમો, હેમ તનાં હથીયાર રે; ચેતન કેરા ચોકીયાત લેજો, ધીરપ કેરી ઢાલ રે; રાંમ નાંમનાં રતન હોરજો, હરીનાંમના હાર રે. ૨ સોબત માં સત ગરૂજીને લેજો, સુરતા મારગ સોધો રે; કાસી મા પર તાપે ગાય હરગોવન, દયાની દોલત બાંધો રે; રાંમ નાંમના ર તન હોરજો, હરી નામના હાર રે. ૩

## ॥ પરભાતીયું ૪ થું ॥

જરણા કેરી જોતો જગાવો, સુરતા તીલક છાપો રે; સત ધરમની કરજો સમાગમ, ધીરક થાનક થાપો રે; રાંમ નાંમ નાં ભજન ગાજો, ગોવીંદ નાંમનાં ગીતરે; ક્રશ્ન નાંમનાં કીર તન ગાજો, નારાયણ સુ પ્રીતરે. ૧ ગનાંન કેરા ઘંટ વગાડો, ગુણની ઘડીઆલ રે; ચેતન કેરો સંખજ ફુકજો, ભાવ કેરી

માળ રે; રાંમ નાંમનાં ભજન ગાજો. ૨ તનના તારને મંન મંજી રા, હેતે હાથે ઝાલો રે; કાસી મા પરતાપે ગાય હરગોવન; હરી મંદેરીયે હાલો રે; રાંમ નાંમનાં ભજનજ ગાયજો, ગોવીંદ નાંમ નાં ગીત રે; કરનાં નાંમનાં કીરતન ગાજો, નારાયણસુ પ્રીત રે. ૩

॥ પરભાતીયું. ૫ મું. ॥

દેહ સુકાંણી મારી કાયા સુકાંણી, મતી હેણી થઇ જારેરે; કીરપા કરી વાલા જોશો જારે સાંમુ, દેહ સુધરસે તારેરે; મતી સારી કરો મારા રાંમદે ધણી છો નાંમ તમારૂ સાચુરે, દુખ સુખ વારતા તમનેજ કહીયે, તમ આગળ આવી જાચુરે. ૧ ગ્યાન આલો ધણી આલો ગરીબઇ, ભગતીની ભેદ બતાવોરે; એક નાંમ નો આસરો તમારો, બુડતાં બાંવડી તારોરે; મતી સારી કરો. ૨ જમી અસમાંનની દોરી તમ હાથ વાલા, તમે રાખસો તેમ રહેસેરે; કાસી મા પરતાપ ગાય હરગોવંન કર જોડીને કહેસેરે, મતી સારી કરો મારા રામદે ધણી છો. ૩

॥ પરભાતીયું. ૬ હું ॥

દીલીના બાદશાયે ઘેરા રણુંજા, રઇયત પાડે પોકારરે; એ રામા પીરજી ચડોરે ઉતાવલા, હરજી કરે આરાધરે; જાગી જુવો અજમલજીના રામા, બાશા રણુંજા ઘેરેરે. ૧ ભગત અજમલજીની ભીડો ભાગવા, ધાયા તે રાંમો પીરરે; નવલખ ઘોડલે ચડયો મારો સાયબો, બાદસાને બાંધીયોરે; જાગી જુવો. બાશા. ૨ કહે બાદશાહ ભુલ્યો બાપજી, ન કરૂ આવુ કાંમરે; ઝાડી ઝાડી બધી ઉમર ગમાવી જડયુ સાહેબકે નાંમરે. જાગી બાશા ૩ દયાલ ધણીયે બચાવ્યો બાદશા સુખે કર તારૂ રાજરે, કાસીમા પરતાપે ગાય હરગોવન રીઝયા મહારાજરે, જાગી જુવો. બાશા. ૪

॥ પરભાતીયું. ૭મું ॥

દુવારકાંથી આવ્યા રાંમદે, ધડપોકર પધારયારે; છઠો મ

હીનાનાં વાલો બાળક થઈ, પારણામાં પોડયારે; સાંભળો સાંમ ળીયા વાહાલા તમસુ લે ઘણી લાગીરે, માતા મેલણદેયે જોયુ પારણુ; અજમલજીને પુછેરે, પારણીયે દો બાળક રમે છે આતે કારણ સુ છેરે; સાંભળો તમસુ. ૧ ભગત અજમલજી જુવે એધાણી, કંકુના પગલે સોહાવ્યારે; આગેવાલીરે મુને કોલ દીયોતો, વચને પ્રભુ પધારયારે; સાંભળો તમ સુ. ૨ આજ માહારાજના કરો વધામણાં, ભાવતાં ભોજન જમાડોરે; કાસી મા પરતાપે ગાય હરગોવન, રામદેને રમાડોરે. સાંભળો તમસુ ૩

## ॥ પરભાતીયુ ૮ મું ॥

દુખ વેળાયે ગરૂ દુખ મટાડયુ, સુખ આપીયુ ઝાઝુ રે; તરણ કેરો તારજ આલીયો, ઉગરવાનુ વાજુ રે. મુને અભાગીયાને ગમ કયારે આવસે, ગરૂજીને ગાળો સીદ દીધી રે. ૧ ખાવા પીવા ઓડવા પેરવા, આલ્યા સણગાર સઊ રે; રાત દીન ગરૂ રક્ષણ કરે છે, કીધી કરૂણા બહુ રે, મુને ગુરૂજીને. ૨ કાસીબાઈ જેવા ગરૂ મલ્યા છે, તે તારા મનમાં વીચાર રે; દાસ હરગોવન, એવા ગરૂને પરભુ બરોબર ધારરે મુને. ૩

## ॥ પરભાતીયુ ૯ મું ॥

રાંમદે વીરમદે બંન્યોજ વીર છે, કીધો મંન વીચાર રે, આંબલીયા કેરી છાયા જોઇને, ત્યાં આવા નીરધાર રે, આજ રે આનંદ ભેર રમતા, દીઠા રામદે વીરમદે રે. ૧ હીરલા કેરા પાસાજ ધરીયા, રેસમ ચોપાટ ઢાળી રે; સોળ સોગટાં ને બાવન ગંજીપા, રમત રમે રાંમો ભારી રે. આજ રે. દીઠા. ૨ જાતુ વળતુ સઊ જોવા ઉભુ રહ્યું, ભીડ ભરાઈ ઘણી ભારે રે; રામદે વીરમદે બંન્યો રમે છે, એમાં કુણ જીતે કુણ હારે રે. આજ રે. દીઠા ૩ રમતાં રમતાં ચાર પોર વીત્યા, રમત પાછી વાળી રે; દાસ હરગોવને મળીયાં કાસીમા, રાંમદેની રમતો દેખાડી રે. આજરે આનંદભેર. દીઠા ૪

## ॥ પરભાતીયુ ૧૦ મું ॥

પીળાં પીતાંબર હોઢણુ સાલ છે, પેરણ ઝરીયાંન જામો રે; મુગટે મોતી કેરા હાર છે, હુંતો જોઇ રહ્યો છાંનો માંનો રે. ધંનધંન રૂપાળા રાંમદે તમસુ લે ધણી લાગીરે, જ્યારે ધણીના સરણે આવ્યાં; ભે બધા ભવની ભાગી રે. ૧ રાંમદે વીરમદે બંન્યોજ વીર છે, ચડણ લીલુડી ઘોડી રે; સોના છતર સોભે મારા ધણીને, હુતો જોઈ રહયો હાથજ જોડી રે. ધન૦ તમ સુ ૨ ॥ સંત મળી રૂડી ગાય છે સાવોળો, અણહદ નોબત વાગી રે; વાજે એક તારા ને વાજે ઝંઝીરા, હુતો જોઈને થયો ઘણો રાજી રે. ધંન૦ ॥ તમસુ ૩ ॥ રાંમો પીરભલાં દરસણ દેછે, હાથે મોરલી ઝાલી રે; કાસી મા પરતાપ ગાય હરગોવંન, હુંતો બેઠો આસન વાળી રે. ધન૦ તમસુ ૪

## ॥ પરભાતીયુ ૧૧ મું ॥

ઉઠો ઉઠોરે વાલા આળસ છોડી, સંત બેઠા જુવે વાટ રે; આ રૂજની તો વીતી ગઈ છે, હવે ઉગ્યો પરભાત રે; રણુજેથી રાંમદેજી પધાર્યા, મોતીને થાળે વધાવ્યારે; ભલાં ભાગ મારી માતારે કાસીમા, જેને રાંમદેનાથજ ગાયા રે. ૧ ગંગા જમુનાનાં બાઇ નીર મંગાવ્યાં, નરમળ નાવને નવરાવ્યારે; કંકુ કેરાં તીલકને છાપાં, ગુગળ ધુપ ધરાવી રે; રણુજેથી મોતી. ૨ કેસરી પીતાંબર આલ્યાં હરીને પેરવા, કંચન પાટજ મેલ્યા રે, કંચન થાળમાં સુખડી ધરાવ્યા, તમે જમજો જીવણ વેહેલા રે. રણુજેથી. મોતી ૩ હીરલા કેરા પાસજ ધરીયા, રેસમ કેરી બાજી રે; સાચાં ભાવ ને સાચાં સત જોઇ, રાંમદે થયા ઘણા રાજી રે. રણુજેથી. મોતી ૪ માગ માગ બાઈ માગે તે આપુ, મુને આપજો વઈકુંઠમાં વાસ રે; મારી માતા એ જુવો એટલુ માગ્યુ, ગુણ ગાય છે હરગોવનદાસ રે. રણુજેથી. મોતી ૫

## ॥ પરભાતીયુ. ૧૨ મું ॥

રાંમદે નાંમ મારે સાચુ ધરેણુ, રામદે માયાને મુડીરે રાંમદે નાંમ મારે સાચો હીરલો; રામદે દેખત હુંડીરે. રામા પીર મારી અરજો સાંભળો; વીનંતી મંનમાં ધરજોરે, લીલુડે ઘોડે વાલા કરો અસવારી ગરીબાંની વારે વેલા ચડજોરે. ૧ રાંમદે નામ મારે મંદીર તીરથીયા, રામદેહ મોટુ ધાંમરે; રાંમદેહ નાંમ એજ દયાને ધ્રમ છે. રાંમદેહ ગુણને ગ્યાનજ રે. રાંમાપીર. વીનંતી. રાંમદેહ નાંમ મારે ધોતીને પોથી, રામદેહ પાટને ઠાઠરે, રામદેહ નાંમનો મારે વેપાર મોટો, રાંમદેહ મારૂ હાટરે. રામાપીર. વીનંતી. ૩ રામદેહ નાંમ મારે મુગતાની માળા, રામદેહ દરસણ મોટુરે કાસી મા પરતાપે ગાય હરગોવન રામદેજી આગળ લોટુરે. રામાપીર વીનંતી ૪

## ॥ પરભાતીયુ ૧૩ મું. ॥

જળ જુવો સ્થળજુવો જુવો પરવત પાડરે, અઢાર ભાર વનસપતીમાં જુવો. જુવો વરણ અઢારરે, જ્યાં જુવોતો અજમલજીના રામા, બાળનાથના ચેલારે. ૧ આકાસ જુવો પાતાળ જુવો જુવો ચંદન કરે ચોકરે, દેવ જુવો ને દેવળમાં જુવો જુવો દીપક કરે ગોખરે, જ્યાં જુવો ત્યાં અજમલ. ૨ ગ્યાંનમાં જુવો ને ગુણમાં જુવો, જુવો સબદને શાખીરે; બારપંથ ખટદરસન જુવો, જુવો શાસ્ત્ર પાખીરે; જ્યાં જુવો. ૩ ગોકુળ જુવો મથુરામાં જુવો, જુવો દ્વારકાં ધાંમરે, નવખંડ બધી ભોમીમાં જુવો જોઈવાળો મુકાંમરે, જ્યાં જુવો ત્યાં. ૪ સુગતીમાં જુવો ના સુરતીમાં જુવો જુવો ઘટ પરગટમાંરે કાસીમા પરતાપે ગાય હરગોવંન જોઈ લેજો ઝટપટમાંરે. જ્યાં જુવો ત્યાં. ૫

## ॥ પરભાતીયુ ૧૪ મું ॥

વાલામાંવાલુ એક દેવળ તમારૂ વાલુ તમારૂ શીંઘાશણરે, વાલામાં વાલા માહારાજજીના ઘોડીલા; વાહાલુ તમારૂ દરસ

ણુરે, સાંભળો સાંમળીઆ વાહાલા સંસાર અળખો લાગેરે, ૧ વાહાલામાં વાલી છે જ્યાંન ગરીબાઈ વાહાલુ તમારૂ નાંમરે, વાહાલામાં વાહાલુ એક તીરથ તમારૂ; વાલુ રણુજાનું ધાં મરે. સાંભળી સંસારા ૨ વાલામાં વાલીસંત સાધુની બેઠકો વાલામાં વાલી છે તાળરે. વાલામાં વાલુ૦ રાંમ સાહેરીયામાં જી લવુ વાહાલી તુલસી કેરી માળરે. સાંભળો સંસારા ૩ વાલા માં વાલી સતગરૂજીની સેવા વાલી છે નરમળ મતીરે; દાસી મા પરતાપે ગાય હરગોવંન, વાલી તમારી ભગતીરે. સાંભળો સંસાર૦ ૪

॥ શ્રી માહારાજ રામદેજીનો ગરબો ૧ લો ॥

પરથમ નમુ ગણેસ ગરૂદેવને જો, મને સુધબુધ વાણી આપજો જો; વારી જાઉ રે રામા તમારા નાંમને જો. ૧ વાલે કીર પા કરી ઘણી મનમાં જો, ધણી આવા તે મારવાડ ખંડમાં જો. વારી૦ ૨ ભગત અજમલ ઘેર રાંમદે આવીયા જો, માતા મેલણદેયે વધાવીયા જો. વારી૦ ૩ રાજારાંમદે વીરમદેજી રમતા જો, એતો સરવેના મંન ઘણા ગમતા જો. વારી૦ ૪ વાલે પારણીયે જઈ જઈ પોઢતા જો, દાસી સેવખ વાયુ ઢોળતા જો. વારી૦ ૫ ગેડીડડો લઈ રંભા આવતા જો, બીજાં છોકરાંને જોડે લાવતા જો. વારી૦ ૬ બાજી સોગટાંની રમત ભલી છે જો, એતો માહારાજને વાલી છે જો. વારી૦ ૭ રમઝમને રમતો માંડતા જો, એ બીજાં છોકરાંની જોડે દોડતા જો; વારી૦ ૮ વાલો દીન દીન પ્રતે મોટા થયા જો, પાટી લેખણ લઇને ભણવા ગયા જો; વારી૦ ૯ ભલા સણગાર ગરૂને પેરાવીયાં જો, રૂડી વીધ્યા ભણી ને ઘેર આવીયા જો; વારી૦ ૧૦ વાલે ખેલ કરો કેવો સારવા જો, બાવો નોકળા તે ગાયો ચારવા જો; ૧૧ ખારોપાટણનાં નાળીયેર આવીયાં જો, લગન સાડા ત્રણ દાહાડાનાં જોવરાવી યાં જો; વારી૦ ૧૨ વાલો ગાયો ચારીને ઘેર આવીયા જો, એ

તો સરવેના મન ઘણા ભાવીયા જો; વારી૦ ૧૩ આટલો હુરખ વીરમદેજી શોછે જો, વાતો જાંણી જોઈને પુછે જો; ૧૪ વીર મદેજી કહે છે ભાઈ આવુ જો, ખારી પાટણમાં જાંન લેઈ જાવુ જો; વારી૦ ૧૫ તમારા વીવાનુ મુરત આવીયુ જો, લગન સાડા ત્રણ દાહાડાનાં જોવરાવીયાં જો; વારી૦ ૧૬ વાલે રાંમદેજી હુકમ આલીયો જો, નાઈ સમરથને બોલાવીયો જો; વારી૦ ૧૭ સમરથ કહે લાંબી વાટ છે જો, પશુ જેવી કુમારી જાત છે જો; વારી૦ ૧૮ વાલે સમરથને કહુ એટલું જો, પવન વેગે ઉડાડીને મોકલુ જો; વારી૦ ૧૯ નાઈ સમરથ તેડવાને જાય છે જો, કુવર બાઇની સાસુ સાંમી ધાય છે જો; વારી૦ ૨૦ કુવર બાઇયે સાસુને ઘણાં વારીયાં જો, તોય સમરથને પાછો વાળીયો. વારી૦ ૨૧ આવી સમરથ કહેછે ફેરો પડયો જો, કુવરબાઇનો સસરો લડવા ચડયો જો. વારી૦ ૨૨ વાલે રાંમદેજી ઘોડીલા સણગારીયા જો, ગાંમ પધારીયામાં આવીયા જો. વારી૦ ૨૩ ગાંમ સીમાડે આવી ઉભા રહા જો, નાંખ્યાં સરીફળ એમાં નહી મણા જો. વારી૦ ૨૪ રાજ દરબારમાં લાગ્યાં કુટવા જો, પરધાંન કહે છે આવે કોઇ લુટવા જો. વારી૦ ૨૫ કુવરબાઈના સસરે વાત જાંણી જો, ઉપાડી શધડોને હાથ બાંધ્યા તાંણી જો. વારી૦ ૨૬ રાજા પરધાંન બેઉ સાંમા આવીયા જો, રાજા રાંમદેજી ને બોલાવીયા જો. વારી૦ ૨૭ વાલો ઘોડી લે થકી હેઠા ઉતર્યા જો, પાડી સધડીને હાથ બેઉના છોડયા જો. વારી૦ ૨૮ રાજા રાંમદેને ઘેર તેડી લાવીયાજો, ભલાં જમણ કરીને જમાડીયા જો. વારી૦ ૨૯ કુવરબાઇની શાશુ કહે છે એટલુ જો, ભાગવચન પીયેરીયે મોકલુ જો. વારી૦ ૩૦ આપી વચનને ઘેર તેડી લાવીયા જો, કુવરબાઇયે વીરાને વધાવીયા જો. વારી. ૩૧ વાલો જાંન લઈને બાર આવી જો, સરવે કુટુંબ સંગાથે લાવીયાજો. વારી૦ ૩૨ હાથી ઘોડાને રથ સણગારીયાજો, વાજાં ચોઘડીયા વડાવીયાંજો,

વારી૦ ૩૩ સઉને વાજતે ગાજતે લાવીયા જો, ગામ ખારી પટણ માં આવીયા જો. વારી૦ ૩૪ સાંમા વેવઇએ કપટ કેવું કરૂ જો, કન્યા રૂપ ઘણું કે વાંમણુ જો. વારી૦ ૩૫ વાલે જોયો પડપ ચ સઊના મનનો જો, તેજ ભેલ્યુ છે એકજ પલમાં જો. વારી૦ ૩૬ મંગળ વરતી હાથે વાળા મેળવ્યા જો, રાંણી નેતરાદેને રામ દે વર્યા જો. વારી૦ ૩૭ વાલો પરણી પોકરમાં આવીયા જો, સઉવે મોતીના થાળે વધાવીયા જો. વારી૦ ૩૮ થોડા દીવસ પછે સુધારીયું જો, લેવી સમાત એવું વીચારીયું જો. વારી૦ ૩૯ પરથમ વચન આપ્યું તે પાળીયું જો, બેનને રાજપોકરનુ આ લીયું જો. વારી૦ ૪૦ વાલો સમાત લઈને જાયછે જો. વાટે હ રભુજી ભેળા થાયછે જો. વારી૦ ૪૧ ભાઈ તું સરવેને બોલાવજે જો, રતન કટોરો માને આપજો જો. વારી૦ ૪૨ વાલો ઘોડીલા ખેલાવતા નીશરા જો, બાવા બાળનાથ કને જઇ નમ્યા જો. વારી૦ ૪૩ બાવો બાળનાથ કહે ભલે આવીયા જો, અગમ નીગ મની ખબરો લાવીયા જો. વારી૦ ૪૪ વાલો કહેછે સીર હસ્ત ધરયો જો, મારે રેહેવા તણો વીસરામ કરો જો. વારી૦ ૪૫ ગરૂ બાળનાથે મકાન થાપીયું જો, રાંમદેને રણુજા આપીયું જો. વારી૦ ૪૬ પ્રથમ બોયડીના વ્રક્ષ હેઠે ઉતર્યાજ જો, વાલે અને કના પડસા પુરા જો. વારી. ૪૭ દલા કોપતાનાં ઝાઝ ઘણી તા રીયાં જો, એને આવી દેવળ ચણાવીયાં જો. વારી૦ ૪૮ હે ઊચાં દેવળની શોભા શી કહુ જો, જેને ફરતી પુતળીયોની હાર છે જો. વારી૦ ૪૯ હેમધ સોના કેરી સમાન છે જો, બીજા ઘો ડા તે અપરમપાર છે જો. વારી૦ ૫૦ ધોળી ધજાને નેજા છે ઘણા જો, સોના રૂપાનાં છતર છે ભલાં, જો. વારી. ૫૧ સાંજ સવારે આરતી થાય છે જો, જેણે છડીદારો જસ ગાયછે જો. વારી૦ ૫૨ અગર ગુંગળ ધુપ ઘણા થાય છે જો, જેના નામ ના પાટ મંડાય છે જો. વારી૦ ૫૩ જેની આઠપોર નોબત

જાગતી જો, જેની નવખંડમાં જોત જાગતી જો. વારી૦ ૫૪ મેળો ભાદરવા માસમાં આવીયો જો, અગીયારસે વરઘોડો ચ ડાવીયો જો. વારી૦ ૫૫ વાલે નાવા કારણ સરોવર કરયું જો, એનુ રામ સાહેર નાંમ ધરયું જો. વારી૦ ૫૬ પરથમ પોકરના તંબુ તાંણીયા જો, સઈ સોની ને બીજા વાણીયા જો. ૫૭ સો ની પગલાં નેસઇ ઘોડા કરે જો, વાણીયા સીધું જુવે તે પુરૂ કરે જો. વારી૦ ૫૮ ઘીના દીવા ને ધુપ ઘણા થાય છે જો, આ ગળ ચુંરમાના થાળ ધરાય છે જો. વારી૦ ૫૯ ઘણા દુખીયારૂ આવીને સેવતા જો, આંધળાંને કીધા વાલે દેખતા જો. વારી૦ ૬૦ ભુખ્યા તરસાની ખબરો લેછે જો, વાલો દુખીયાંનાં દુખ ભાગેછે જો. વારી૦ ૬૧ ભાવે રામદેજી નામને આરાધસે જો, એના મનોરથ પુરા થશે જો. વારી૦ ૬૨ જે કોઈ ગાય સીખે ને સાંભળે જો, એનો જનમ મરણ ફેરો ટળે જો. વારી૦ ૬૩ સંવત ઓગણી બેતાલીની સાલમાં જો, ફાગણ સુદ દશમ સોમ વારમાં જો. વારી૦ ૬૪ ગરૂ કાસી માનો હુકમ થયો જો, દા સ હરગોવંને ગરબો કહયો જો. વારી જાગેરે૦ ૬૫

## ॥ માહારાજ રામદેજીનો ગરબો. ૨ જો ॥

પરથમ ગણેશ આરાધુ રે. રામદે રૂપાળા. તમારા નાંમની ભગતી માગુ રે. રામ૦ વાલો ધડ પોકરના પીર રે. રામ૦ આ વ્યા સંતાંની ભાગવા ભીડ રે. રામ૦ સંવત તેર પાંચની શાલ રે, રામ૦ એ દીસ માત લીધી માહારાજે રે. રામ૦ લઈ સમા ત રણુજામાં આવ્યા રે. રામ૦ ભાઠી હરજીને મન ઘણા ભાવ્યો, રે રામ૦ મોર મુગટ છબી છે સારી રે. રામ૦ જામો પીતાંબર સાલ છે ભારી રે. રામ૦ મુગટ ઘાલ્યો છે ફુલનો તોરો રે. રામ૦ વેડા વીંટીઓ ને કડે કંદોરે રે. રામ૦ કંઠે હીરા મોતીના હાર રે. રામ૦ તીલક શોભી રહયાં તેજ દાર રે. રામ૦ કડાં પોચી યો ને સોના તોડો રે. રામ૦ ચડયો વાલમનો વરઘોડો રે

રામ૦ ભલો રામદેહ વીરમદેનો જોડો રે. રામ૦ શોભે હરભુજી
માંહિ ગોરો રે. રામ૦ માતા મેલણદેહ સુખપાળ રે. રામ૦
હાથી બેઠાછે અજમલરાય રે. રામ૦ ઢોલ વાગ્યાં ને ગરગડયાં
નીશાંન રે. રામ૦ શોભે દાદોરણ સી ગુણવાન રે. રામ૦ રાંણી
નેત્રરાદે રથ માંહી રે. રામ૦ બેઠાં દાળલબાઇ ગુણ ગાય રે
રામ૦ પાલખીમાં બેઠા બાળનાથ રે. રામ૦ ભલો હાવો રચ-
ચ્યો ઠાઠ રે. રામ૦ ઉભા છડીદારો જસ બોલે રે. રામ૦ ભગ
તી મુગતી વાયુ ઢોળે રે. રામ૦ માસ ભાદરવો કીધો વાલો રે.
રામ૦ શુભ અગીયારસનો દહાડો રે. રામ૦ ઘોડો પીરજીનો
થયો તરસો રે. રામ૦ વાગી ખરી ને વરસાદ વરસ્યારે. રામ૦
ભલો રામ સાહેરીયો ગાજ્યો રે. રામ૦ દેવ પુરીમાં ડંકો વા
ગ્યો રે. રામ૦ ઉગે ભાંણ જેમ વાય વહાણુ રે. રામ૦ ભરમ પુ
રીમાં બ્રમાયે જાણ્યું રે. રામ૦ બ્રમા સાવંત્રી સહી ; સધાવ્યા
રે. રામ૦ ભોળોનાથ પારવતી આવ્યા રે. રામ૦ અંજની સુત
હનમાન ગાજ્યા રે. રામ૦ આવ્યા ગણપતી ને ગુગરા વાગ્યા
રે. રામ૦ આકાશમાંથી ઇંદ્ર આવ્યારે. રામ૦ પાતાળ શેશનાગ
પધારા રે. રામ૦ આભા મંડળના નવલખ તારા રે. રામ૦ રવી
સુરજ ભલા અજવાળ્યા રે. રામ૦ સાત શાહેર ને નવસેં રેણુ
રે. રામ૦ દેવ તેત્રીસ કરોડ ભરાણા રે. રામ૦ અંબા બઉચર.
ને કાળકા દેવી રે. રામ૦ દક્ષણ દેશથી તુળજાભવાની રે.
રામ૦ અકળ પંથમાં હીંગળયાજ માતા રે. રામ૦ એમને ઝાલી
રણુજાની વાટ રે. રામ૦ મેવાડ ને મારવાડ બાધુ રે. રામ૦
આવ્યા સંત સુરા ને કોઇ સાધુ રે. રામ૦ નેઝા ઘડીયાળ શંખ
વાજુ રે. રામ૦ લેઇ ગુજરાત આવ્યું ઝાઝું રે. રામ૦ ભલી
ભીડ ભરાઇ રહી ભારી રે. રામ૦ ચડયા સીફળ ને ચડયા હાર
રે. રામ૦ કંઈક આવી નમેણયો કરે રે. રામ૦ કંઈક બેઠા તે
ધ્યાંનજ ધરે રે. રામ૦ રણુજામાં વરઘોડો ફર્યો રે. રામ૦ સરવે

દેવલાને ઉમંગ ચડયો રે. રામ૦ આવ્યા દેવળમાં નેજા ધારી રે રામ૦ ઉઠા દેવતા ને આરતી ઉતારો રે. રામ૦ વાહાલે સારયા અનેકનાં કાજ રે. રામ૦ ભલા દરસણ દીધા માહારાજ રે. રામ૦ દીધાં દરસણ ને કીધી દયા રે. રામ૦ સઉ સઉના થાન કે ગયા રે. રામ૦ સતી રૂપાંને માળલદે સાધુ રે. રામ૦ એમને સદાય સરણ માગુ રે. રામ૦ વાહાલે અનેકનાં કાઝ તારયા રે. રામ૦ બીજા પડછા પુરયા હજારો રે. રામ૦ પીર પોકર ખંડ શી વળયા રે. રામ૦ લાવ્યા ગુજરાત ઉપર દયા રે રામ૦ ગામ મેસાણા પર કીધી મેર રે. રામ૦ આવ્યા કાસી તે બાઈને ઘેર રે. રામ૦ સંવત ઓગણી એકવીસાની સાલરે. રામ૦ કાસી બાઈને મળયા મહારાજ રે. રામ૦ ભાવ ધરી બાઈ દરસણ કીધા રે. રામ૦ પગ ધોઈ ચરણાંમદ પીધાં રે. રામ૦ કરજોડી મા લખે પધરાવ્યા રે. રામ૦ કંકુ કેસરના હાર ચડાવ્યા રે. રામ૦ અગર ગુગળ ધુપ કરાવ્યારે. રામ૦ ઘીના દીવાની થાળ ધરાવ્યા રે.રામ૦કીધા ચંદરવા તોરણ ગાદી રે. રામ૦ બાઈ સાદાયે સેવા માગી રે. રામ૦ ભલે પ્રગટયા કાસી માય રે. રામ૦ આંગણે સરસ્વતી ગાયરે. રામ૦ ઘણાં દુખીયારાનાં દુખ ટાળ્યાં રે રામ૦ વાંઝીયાં ઘર પારણાં બંધાવ્યા રે. રામ૦ એવું જોઇ સુતાર મન ભાવ્યા રે. રામ૦ કડી ગામથી સંધાસણ લાવ્યા રે. રામ૦ બાઇ સંધાસણ પધરાવ્યા રે. રામ૦ કાચના આરસા પુરાવ્યા રે. રામ૦ વાત અમદાવાદમાં ચાલી રે. રામ૦ કોઈ ભાવવાળાને ભાવી રે. રામ૦ એનુ માણેકલાલછે નામ રે. રામ૦ થયું કામ જ્યારે ઓળખ્યો ધાંમ રે. રામ૦ કાસીમાયે તો આજ્ઞા આપી રે. રામ૦ બીજ પુનમ દરસણ થાપી રે. રામ૦ હવે નીશાંન નગારૂ સોહીયેરે. રામ૦ હાંડી તકતાને ઝમરખ જોઈયેરે. રામ૦ જયારે નજરે જઇને જોયુ રે. રામ૦ એથી મન ઘણેરૂ મોહ્યુ રે. રામ૦ વાળમ ધાંમ કીધી શોભા સારી રે. રામ૦ માઈ

આલો ભગત પુજારી રે. રામ૦ સમજ્યા સંત જોયુ સાચે રે. રા મ૦ ટળી વેદના મટયા ઊચાટ રે. રામ૦ ગાય સાંખે કરે કો ઇ પાઠ રે. રામ૦ એને મળશે રણુજાનો નાથ રે. રામ૦ સંવા ત ઓગણ તેતાળીની શાલ રે, રામ૦ માગસરી પુનમ શનીવાર રે. રામ૦ થયો કાસીમાનો પરતાપ રે. રામ૦ ગુરૂ થઈ શીર ધ રો હાથ રે. રામ૦ વાણીયો ગરીબ કહેવાય રે. રામ૦ દાસ હર ગોવન ગુણ ગાય રે. રામ૦

॥ ગરૂ કાસીબાઇની ગરબો ૧ ॥

પરથમ ગણેશ આરાધીયે જો. સેવા કરીયે તે સાચે મં ન જો; કાસીમાનુ ધ્યાન ધરો જો, એથી મનખો થાસે પાવન જો. કાસીબાઇ સમરથ છે જો. ૧ મા ગામ મેસાંણાના ગાંદરે જો, લુહાર ચકલો કહેવાય જો; ભાઇચંદ પુજાની ખડકીમાં જો, ઔદીચ બ્રહ્મણ વરતાય જો. કાસી૦ ૨ મા ગુજરાતમાં બીરા જતાં જો, દીસે દેવવંસી સરૂપ જો; કળા દીસે અતી ઘણી જો, આવ્યાં દુનીયાંનું ટાળવા દુખ જો. કાસી૦ ૩ માને કાળ કરો ધ મનમાં નથી જો, અતી દયા દીસે છે મન જો; સંત સીરોમ ણ છે સતી જો, છે ગ્યાન ગુણ ગંભીર જો. કાસી૦ ૪ કાસી મયે તો મનવીચારીયુ જો, વાલો વસે છે પશ્ચમ પંથ જો; એ વું ધારી ધ્યાન ધરયું જો, વેગે ઊડયા તે ગગન રથ જો. કાસી ૫ માયે રથ ભલેરા મોકલ્યા જો, દો અશ્વ જોડયા છે સાથ જો; રથ રણુજામાં આવી રહયા જો, જાગી ઊઠયા તે રામદેહ નાથ જો. કાસી ૬ પ્રતે રામદે વીરમદેને પુછીયું જો, વીરા વેહેલા ચ ડો અશવાર જો, બે બંધવ ઘોડે ચડયા જો; રથે બેઠા લક્ષમીજી લાર જો. કાસી. ૭ રણુંજામાંથી રામદે આવીયા જો, ગુજરાત કરવા પાવન જો; ભુખ તરસ નથી લાગતી જો. નીત ભાવ ત ણાં ભોજન જો. કાસી. ૮ આવી રામદેહ વીરમદે ઊભાર ર હયા જો, સતી તમને ઘણી શાબાશ જો; વાટ જોઇને અમે રહ

મા જો, બાઈ ક્યારે ધરે અવતાર જો. કાસી. ૯ બધુ કરતા હર
તા પોતે ધણી જો,પ્રભુ કેવાછે શાંતી સ્વભાવ જો, એવો સ્વભાવ
માને બહુ ગમ્યો જો; બાઇ કીધાં તે નમસ્કાર જો. કાસી. ૧૦
ત્યારે માગો માગો વાણી વધ્યા જો; થયા રામો તે પીર પસન
જો, અડસઠ તીરથ તમ આંગણે જો; રહીસ તમારે ભોવન જો.
કાસી. ૧૧ મા સુણતામાં રીજ્યાં ઘણુ જો, વાલે સારાં હમારાં
કાજ જો, મંદીર કરાવ્યાં માયે દીપતાં જો. પ્રતે પધરાવ્યા મા
હારાજ જો. કાસી. ૧૨ માયે પ્રેમ ધરી પુજા કરી જો, નવરાવ્ય
સુંદીર શ્યામ જો, દીપક રચ્યા આરતી કરી જો; કર જોડી ક
ર્યો પરણાંમ જો. કાસી. ૧૩ મા પ્રથમ સેવામાં બીરાજતા જો,
વશ કીધા તે રામદેહનાથ જો, સાંજે સમાત ચડે ઘણી જો; જા
ણે સકળ ભોવનની વાત જો. કાસી. ૧૪ મા દીસંતાં ભોળાં ભ
લાં જો, શું વખાંણીયે સભાવ જો; દેવ આવે છે દરસણ કારણ
જો, એમનો પાર નાં પાંમે શેષ જો. કાસી. ૧૫ મા એકજ ધ્યાંન
ધરી રહયાં જે, છે સદાય નિરમળ મન જો; સાચી કમાઈ એમને
કરી જો, એમનુ હરી ચરણે છે ગત જો. કાસી. ૧૬ માયે સં
ત સભા ભેળી કરી જો, રૂડા પ્રેમના તે પુજવા પાઠ જો; નીત
ઓછવ થાય ભલા જો, કહેવાઈ સારા નગરમાં વાત જો. કા
શી. ૧૭ ત્યારે નગર તણુ લોક નમ્યું જો, કૃપા કરો હમારી મા
ય જો; હાવી ખબર અમને નતી જો, હેતું કહીને લાગ્યા પાય
જો. કાસી. ૧૮ માયે આંખ ઉઘાડી સાંમુ જોયુ જો, શેવક તમ
ને છે શેનો ભાવજો; જેરે જોઇયે તે માગો આ સમે જો; આપ
વાનો થયો મુને લાવજો. કાસી. ૧૯ સુણતામાં સેવક ઉભા થયા
જો, વંઝા માગી રહયા સંતાન જો; નીરધન ધન ગાઇ રહયાં
જો, દુખીયારાં ધરી રહયાં ધ્યાન જો. કાસી. ૨૦ માયે જે
જે માગ્યું તે આપીયું જો, ભગતી વાલાને આપ્યું ભાંન જો
નુગરાં સુગરાં કર્યાં જો, ગરૂ થઇને બતાવ્યું ગ્યાન જો; કાસી૦

૨૧ પછી જેજેકાર ત્યાં થઈ રહયો જો, ચાલી દેશો દેશાંતર વાણજો; ઊતર દક્ષ ગુનાં માંનવી જો, થઈ પુરવા પશ્ચમમાં જાણજો; કાસી. ૨૨ દેશો દેશનું તે માનવી આવીયું જો, માયે કીધાં અનેકનાં કાજ જો; દુખીયાનાં દુખ ભાગીયાં જો, પરે દુખ દૂભાવી જાત જો કાસી. ૨૩ મા સતીયાં ના સંગે ફરે જો, ઓલ્યાં કપટી ભીતી ભટકાય જો; જાણે તેને મંન એ ખરાં જો, નવખંડમાં નામ. ગવાય જો કાસી. ૨૪ જે કોઇ ગાય સીખેને સાંભળે જો, ધન ધન એનો અવતાર જો, જન્મ મરણ ફેરો મટે જો. આ રાધેં ચઢે મા વાર જો. કાસી. ૨૫ સંવત તેતાલો ફાગણ માં જો, સુદ અગીયારસ રવીવાર જો; ગરબો ગાયો ઈચ્છા કરી જો, પરસન છે જુગદાધાર જો. કાસી. ૨૬ મા દાસ હરગોવન ની વિનંતી જો, માથ સાચા ગરૂનો હાથ જો; માના તે પુન્ય પરતાપથી જો, ચરણ ગવાણાં વીસ ને સાત જો. કાસીબાઈ સમરથ છે જો. ૨૭

## ॥ શ્રી માહારાજનો પાઠ ૧ લો ॥

રામદેહ નામ અજમલઘેર પડ્યું, રામદેહ નાંમ લક્ષમી જી વરૂ; રામદેહ નામ સજ્જા સણગાર, રામદેહ નામ ખરા હ થીયાર. રામદેહ નામ ઢાંક્યું નવ રહે, રામદેહ નામ ઉઘાડુ છે; રામદેહ નામ છે ચંતામણી, રામદેહ નામની શોભા ઘણી. રા મદેહ નામ ધરમનો થંભ, રામદેહ નામ તેજનો બંબ; રામદે હ નામ અડસઠ તીરથ, રામદેહ નામ અલખતને રથ. રામદેહ નામ જોઇ રહયા જતી, રામદેહ નામ ભાળી રહયાં સતી; રા મદેહ નામ ધરી રહયા શેશ, રામદેહ નામ વઇકુંઠ પદે. રામ દેહ નામ શંકર કરે શેવ, રામદેહ નામ જપે બ્રમદેવ; રામદે હ નામ બાળનાથે જળીયો, રામદેહ નામ ઇંદ્ર હરખીયે. રામ દેહ નામ સનકાદીક દીયે, રામદેહ નામ નારદ રટીયે; રામ

દેહ નામ સત સાહેર તરે, રામદેહ નામ લંકા પરવરે. રામદે
હ નામનો વીભીક્ષણ દાસ, રામદેહ નામ પેહેલાદની પાસ; રા
મદેહ નામ કોટી પ્રચીત ટળે, રામદેહ નામ દળે ઉગરે. રામ
દેહ નામ સઉ કાપે કષ્ટ, રામદેહ નામ બનાવી શ્રષ્ટ રામદેહ
નામ ખરામાં ખરૂ, રામદેહ નામ લીજે ચોગણ. રામદેહ ના
મ સુરાખો ટેક, રામદેહ નામ દુનીયાંમાં એક. રામદે
હ નામ રટો દીન રાત, રામદેહ નામ કરો નીત પાઠ.
રામદેહ નામ અખંડ ઉજાસ, રામદેહ નામ જોત પ્રકાશ; રામ
દેહ નામ માહા મંત્ર છે, રામદેહ નામ રૂદેમાં લે. રામદેહ નામ
છે કુમળ કાય, રામદેહ નામથી ભે નવ થાય; રામદેહ નામ સુ
રામાં સુર, રામદેહ નામ પરાક્રમી પુર. રામદેહ નામ કોટીવાર
કહો, રામદેહ નામને સરણે રહો; રામદેહ નામ ભણતરને ભેદ,
રામદેહ નામ સાસ્તરને વેદ. રામદેહ નામ જોઈ રાજી થાઓ,
રામદેહ નામને મળવા જાઓ; રામદેહ નામ આપે અવતાર,
રામદેહ નામ ઉતારે પાર. રામદેહ નામ સાહેરની લેર, રામદેહ
નામ સતવાદી ઘેર; રામદેહ નામ મીરાનુ મન, રામદેહ
નામ પંડવને ધન. રામદેહ નામ દાલદે જપે, રામદેહ ના
મ રૂપાંનો ખપે; રામદેહ નામ દલાને મળ્યુ, રામદેહ ના
મ કોપતાને ફળ્યુ. રામદેહ નામ મેતાને રમ્યુ, રામદેહ
નામ પીપાને ગમ્યું; રામદેહ નામ ઉઘાડુ ધન; રામદેહ
નામપર રાખો મન, રામદેહ નામથી તર્યાં ગ્રાજ. રામદેહ નામ
જઇ સાર્યાં સાજ, રામદેહ નામ સંભારે જ્યાંય; રામદેહ નામ
આરાધે ત્યાંય, રામદેહ નામ હુડીયાનો ક્ષેય. રામદેહ નામ હર
જી ઓલખે, રામદેહ નામની સંગત કરો; રામદેહ નામને નમ
તા ફરો, રામદેહ નામ રૂપાની દડી. રામદેહ નાંમની સોનાની
છડી, રામદેહ નામ મોતીની સેર; રામદેહ નામ હીરા ઝવેર
રામદેહ નામ અંજની સુત ગણે, રામદેહ નામ ગણેશ નીત

ભણે. રામદે નામ ઉધાડુ સાચ, રામદેહ નામ છે માને બાપ; રામદેહ નામ ધારીને જોય, રામદેહ નામ છે સીતળ સોય. રામ દેહ નામ જો હેતે ધરે, રામદેહ નામ ભલુ રક્ષણ કરે. રામદેહ નામ સદા રખવાળ, રામદેહ નામ મુગતીની માળ; રામદેહ નામનુ તીલક કરો, રામદેહ નામ રખે વીસારો. રામદેહ નામ છે ધરને ગામ, રામદેહ નામ રૂડો વીસરામ; રામદેહ નામ વણજ વેપાર, રામદેહ નામ લાભે અપાર. રામદેહ નામ કદી નવ જાય, રામદેહ નામ છે અમરકાય; રામદેહ નામ રાખો વીસ્વાસ, રામદેહ નામ ઓધરીયા દાસ. રામદેહ નામના ગાજો ગીત, રામદેહ નામ શું [illegible] પ્રીત; રામદેહ નામ જો નીત ગવાય, રામદેહ નામ વઈકુંઠ લઇ જાય. રામદેહ નામની બોલો જેએ, રામદેહ નામ ધટોધટ છે; રામદેહ નામ સંત આંગણે, રામદેહ નામ ગરૂથી જડે. રામદેહ નામનો પુરણ પાઠ, રામદેહ નામ એકસોને આઠ; રામદેહ નામ કાસી માચાય, રામદેહ નામ હરગોવન ગાય.

॥ શ્રી માહારાજ રામદેજીનો છાયો. ૧ ॥

ગુરૂ રામદેહ માહારાજ, મછ કસવારા થઇને; ગુરૂ રામદેહ માહારાજ, ભગત ભીડ ભાગી જઈને. ગુરૂ રામદેહ માહારાજ, શાંમ નરસંગજ ધારયો; ગુરૂ રામદેહ માહારાજ, ભગત પેહેલાદ ઉગારયો. ગુરૂ રામદેહ માહારાજ, ઈંદર કારણ વામન થયા; ગુરૂ રામદેહ માહારાજ, બળસંગ પાતાળ ગયા. ગુરૂ રામદેહ માહારાજ, ફરસરામ ફરસી લીધી; ગુરૂ રામદેહ માહારાજ, ભોમ નક્ષેત્રા કીધી. ગુરૂ રામદેહ માહારાજ, રામ અજોધામાં આવ્યા; ગુરૂ રામદેહ માહારાજ, રાય દસરથને ભાવ્યા. ગુરૂ રામદેહ માહારાજ, ધનુષના કડકા કરીયા; ગુરૂ રામદેહ માહારાજ સતી સીતાને વરીયા. ગુરૂ રામદેહ માહારાજ, રાવણ લંકાનો રોળયો; ગુરૂ રામદેહ માહારાજ, સેજ ગોવરધન તોળયો.

ગુરૂ રામદેહ માહારાજ, જેને ચાર જુગજ રચીયા; ગુરૂ રામ દેહ માહારાજ, ક્રસન ગોકુળમાં વસીયા. ગુરૂ રામદેહ માહા રાજ, બુધ કલંકી ધરીયાં; ગુરૂ રામદેહ માહારાજ, પુરણ દસ અવતાર કરીયા. ગુરૂ રામદેહ માહારાજ, નાથ દ્વારકામાં ઉભા; ગુરૂ રામદેહ માહારાજ, સંત સાધુના સુબા. ગુરૂ રામદેહ માહા રાજ, ભગત અજમલજીને મળીયા; ગુરૂ રામદેહ માહારાજ, વીરમદે ભેળ ભળીયા. ગુરૂ રામદેહ માહારાજ, માતા મેળણ દેએ ભાજ્યા; ગુરૂ રામદેહ માહારાજ, ભાઠી હરજીયે ગાયા. ગુરૂ રામદેહ માહારાજ; જેને નીજ રેવંત ખેડયો; ગુરૂ રામદેહ માહારાજ, રેણુજે ભરીયો મેળો. ગુરૂ રામદેહ માહારાજ, ભેખ ધારી દુધજ પીધાં; ગુરૂ રામદેહ માહારાજ, દાળલદેને દર સન દીધાં. ગુરૂ રામદેહ માહારાજ, મેતાની હુંડીયો સકારી; ગુરૂ રામદેહ માહારાજ, પીપાની ભગતી વધારી. ગુરૂ રામદેહ માહારાજ, મીરાંબાઇના પુર્યા કોડ; ગુરૂ રામદેહ માહારાજ, ડાંકોરમાં શ્રી રણછોડ. ગુરૂ રામદેહ માહારાજ, પાંડવાની ભા ગી ભીડ; ગુરૂ રામદેહ માહારાજ, દ્રુપદીનાં પુરાં ચીર. ગુરૂ રામદેહ માહારાજ, મુગટરાંમ કરતા સેવા; ગુરૂ રામદેહ માહા રાજ, આરાધે મોટા દેવા. ગુરૂ રામદેહ માહારાજ, સંતનું સંક ટ કાપ્યું; ગુરૂ રામદેહ માહારાજ, કાસી બાઇને ઘણુ આપ્યું. ગુરૂ રામદેહ માહારાજ, ચઊદ બ્રમાંડમાં વાપ્યાં; ગુરૂ રામ દેહ માહારાજ, દુનીયાં કેરા -દાતા. ગુરૂ રામદેહ માહારાજ, રૂડો વરસાદ વરસાવે; ગુરૂ રામદેહ માહારાજ, રાજ પરજાને જીવાડે. ગુરૂ રામદેહ માહારાજ, સકળનુ પોષણ કરતાં; ગુરૂ રામદેહ માહારાજ, રઇયતનુ ઉદર ભરતા. ગુરૂ રામદેહ માહા રાજ, જેને વેદ પુરાણ વખાણે; ગુરૂ રામદેહ માહારાજ, જેને ગત ઇંદરનાં જાણે. ગુરૂ રામદેહ માહારાજ, બ્રમજીનો પાર ના પીછે; ગુરૂ રામદેહ માહારાજ, જેને ઉમીયાપતી ઇછે. ગુરૂ રામ

દેહ માહારાજ, ચતુર ચાર ભુજા ધારી; ગુરૂ રામદેહ માહારાજ, જેની હધર અસવારી. ગુરૂ રામદેહ માહારાજ, બેઠાછે પલ્લવટ વાળી; ગુરૂ રામદેહ માહારાજ; રહ્યા ત્રણભોવન ભાળી. ગુરૂ રામદેહ માહારાજ, આપનુ કાંઇ નથી છાંનુ; ગુરૂ રામદેહ માહારાજ. હાથમાં સઉનું પાનુ; ગુરૂ રામદેહ માહારાજ, કળાહું શું રે વખાણું; ગુરૂ રામદેહ માહારાજ, નીરધનીયાંનુ નાણું. ગુરૂ રામદેહ માહારાજ, પુરાણ પુરૂસોતમ પોતે; ગુરૂ રામદેહ માહારાજ, અખંડ તમારી જોતે. ગુરૂ રામદેહ માહારાજ, તમારો થયો જ્યારે; ગુરૂ રામદેહ માહારાજ, ભજન ગવાણાં ત્યારે. ગુરૂ રામદેહ માહારાજ, ચરણ કહું વીસને બાર; ગુરૂ રામદેહ માહારાજ; ઊતારો આ ભવ પાર. ગુરૂ રામદેહ માહારાજ, ચેલા સીર હસ્તજ ધારો; ગુરૂ રામદેહ માહારાજ દાસ હરગોવન તારો.

## ॥ શ્રી રામદેજી માહારાજનો છપ્પો ॥

ગરૂ લાગુ તમને પાય, વાણી માગુછું સદાય; જુવો પોકારનો સંત, જાલ્યો દુવારકાનો પંથ. હરી અજમલ્લ ઘેર આવ્યા; માતા મેલણદે વધાવ્યા, જોણી રાખી જોણી ટેક. પડછા પુરીયા અનેક; ભલા ભલા રામા પીર, ભાગી સંત કેરી ભીડ. ૧ સમાત લેઈ હુવા પીર, ભાગી તું વેરોની ભીડ; જાગ્યા વીરમદેના વીર, નામ અમર અમીર; જુવો રણુંજાના રાજા, પોતે રામદે માહારાજા; જેને રચ્યા બાર પંથ, રાણી નેતરદેના કંથ. ભલા ભલા. ૨ આઠપોહોર નોબત વાગે, જળહળ જોત જાગે; ડાબી બાજુ કહીયે વાવ, જમણે સરોવરીયા પારી; મુગટ ધાલ્યો છે મોરારી, નામ ધરયું છે નેજારી. જેનો અખંડ અખાડો, બાળનાથજીનો પારો. ભલા ભલા. ૩ ગુરૂયે કેવો રચ્યો ઠાઠ, માંડયો પીરાજીનો પાઠ; સતી સાધુઓ ભરાઇ, હરીજનો ગુણ ગાય; નુગરા થયા રે નીરાસ, સુગરા રહ્યા વિસવાસ; સુરા ધરી રહ્યા ધ્યાન, પુરા

પામીયા વઈમાન. ભલા ભલા. ૪ ભાઠી હરજી જેવા ભકત, એ મને જાણી બધી જકત; સતી કહીયે દાલળબાઇ, કેવી કીધી ઠ વડાઈ; હરી ચરણ કરે રાજ, રૂપાં છોડી રહ્યા રાજ; ઘોડે ચ ડયારે માહારાજ, તાર્યાં સમુદ્રમાં ઝાઝ. ભલા ભલા. ૫ રામે કેવી કીધી મેહેર, આવ્યા કાસીબાઇને ઘેર; ગુજરાતમાં છે ધામ, મોહોટા વાલમ મકાન; કીધાં અનેકનાં કામ. નવખંડમાં છે ના મ; ગુણીજન કરે ગ્નાન, કવી તજે અભીમાન. ભલા ભલા. ૬ ગરૂ કાસીબાઈ માડી, છબી તમારી દેખાડી; સાર્યાં ચેલા તણા કાજ, મનખો આપ્યો છે માહારાજ; વાધી જગતમાં જાણ, દેવ ળ દેખાડયા પરમાણ; ગુણ હરગોવન ગાય, તમને ભાળી રાજી થાય. ભલા ભલા. ૭

॥ છપો ૨ જો ॥

ગરૂ લાગુ તમને પાય, વાણી માગું છું સહાય, મોરી સરસવતી માય, એથી ગુણ તો ગવાય. ગરૂ કહીયે કાસી માય, એમનો સાંભળો મેમાય; પુરી પુરવની ટેક, રૂડા લખીયે લેખ, ધનધન કાસીબાઈ, ખુબ કીધી છે કમાઈ. ૧ બ્રમા માહે સ્વર જોડો, માંહી ભગવાન ભેળો; જેવા ઇંદ્ર અવન, એવા દેવ પ્ર સન. લક્ષ લક્ષમીનો કાવે, માત અહલ્યા ને તારાય; જેમ વેદને વ ખાણે, જેવો અરજુન બાણ. ધન૦ ૨ જેમ અવાજે નગારૂ, સત સા હેરનુ તારૂ; માને દયા દીસે કેવી, ગત નારદના જેવી; જાણે તુલ સીનું તાન, ગ્યાન અમરી સમાન; પાંચ પાંડવો છે વીર, એવા ગુ ણને ગંભીર. ધન૦ ૩ જેમ ગરજે અષાડો, આબુ રાજનો અખા ડો; પાર નથી પોચ્યું કોઈ, માના ગુણ ગાઈ જોઇ; થયો અ ખંડ ઊજાસ, મોટા ચંદ્ર પ્રકાશ; સોળ કળા જેમ ભાણ, દેવળ ફરૂકે નીશાન. ધનધન૦ ૪ પેહેલુ સત ને દયાળુ, દુજુ ધરમને લારૂ; ત્રીજુ ભજનમાં રહે, ચોથું વઈકુંઠ ફરે, એવાં ચારરે સ્વ રૂપ, મારા ગરૂજીનું રૂપ; એક આપી છે એધાન, પુર પામીયાં

વધમાન. ધનધન૦ ૫ બાઇ ચડયાં રે વધમાન, થઇ દેવતાને જાણ; સોના દેવળ ચણાય, હીરા રતન જડાય; કેવું કાસીબાઇનુ કાજ, કરયું રામદે માહારાજ; આપ્યો વધકુંડમાં વાસ, સદા પ્રભુજીની પાસ. ધનધન૦ ૬ ગરૂ પીતા ગરૂ માય, ગરૂ કીધી ક રૂણાય; મસ્તક મેલીયો છે હાથ, જડયાં રામદેજી નાથ; ખુબ ફુકીયાછે કાન, આપી અગમ નીશાન; દાસ હરગોવન ચાય, ગરૂ તણા જસ ગાય. ધનધન૦ ૭

॥ છપો ૩ જો ॥

સઉના જોયા વીવેક, સાચી કાસીમાની ટેક; રામદે હુવા પરસન, આપ્યાં નીત દરસનજી. ૧ ભલાં કાસીમાનાં નામ, બાં ધ્યો માહારાજનો ધાંમ; કરવા પરમારથનું કામ, વારતા ચાલી ઠામો ઠામજી. ૨ સઉ-દરસણ કરવા આવે, પુષ્પ હારથી વધા વે; સતીયા સત વધારી જાઇ, કપટી ફોગટ ફેરા ખાયજી. ૩ નીરધન ધન આવી ચાય, દુખીયા દુખ પોતાનું ગાય; ભલી બાધા હો અપાય, એથી સઊ સુખી થાયજી. ૪ ભલા થાળ ધ રાય, સીફળ નીત વધેરાય; ગુંગળ ધુપ ઘણા થાય, બધી મં ડળી ભરાયજી. ૫ થયાં ઉભાં કાસીમાત, મારે મસ્તક મુકયો હાથ; ગાયછે હરગોવન ગીત, ગરૂ એ બતાવી જ્યારે રીતજી. ૭

॥ રામદેહના બાર મહીના ॥

કારતકે કરૂણા કીધી ધારી, પરથમ મેળવ્યાં કાસીબાઈ માડી; દેવળની રચના દેખાડી, દરસણ કરવા આવવા માંડયુ દાહાડી. હો રામાં મળજોરે સામા૦ ૧ માગસરે મન મળવા મોહુ, રામદેજીના દેવળમાં લોહુ; કે દુખ સુખ વાહાલાને કહી યે, રામા જેમ રાખો તેમ રહીયે. હોરા૦ ૨ કે પોસે માત પી તા તમે, બીજે સી અથડાઇયે અમે; ખંમા ખંમા કહી રા ખ્યો છાનો, મુને આપે આવી ઉગાર્યો. હોરા૦ ૩ કે માહા મહીને મેહેમા મોટા, ઠામે ઠામે પ્રગટાંણી જોતા; સંત મળી

રચીયો છે ડાકે, રામદેહ નામનો માંડયો છે પાઠે. હોરા૦ ૪ કે ફાગણે ફાગ તમારા ગાઈયે, નીત નવા સણગાર ધરાઈયે; ગુંગળ ધુપ આરતી ઊતારીયે, બીજે અબીલ ગુલાલ ઉડાડીયે. હોરા૦ ૫ ચઈતરે ચંત મારૂ હેવું, રામદેજીની સેવામાં રહેવું; નીત નીત ચરણામદ લેવું, માહારાજના મંદીરમાં સુઇ રહેવું. ૬ કે વઈશાખે વાટ જોઉ વારી, મળો તમે મોર મુગટ ધારી; મોટાં નામ જાણીને સાવુ, વાલા તમને મેલી સીદ જાવુ. હોરા૦ ૭ કે જેઠે જાપ જપુ સાચા, વાહાલે મારા આવી કષ્ટ કાપ્યાં; ગરૂ મને શીશ કરી થાપ્યો, પછી તાળ વગાડવા આપ્યો. હોરા૦ ૮ કે અશાડે ઝંખી રહ્યો ઝાઝુ, રામદેજી આગલ જ્ઞાન ભગતી માગુ; વાલે સંત મેળવ્યા સોહાગી, એથીરે મારા ભવ ની ભાવટ ભાગી. હોરા૦ ૯ કે શ્રાવણુ સીતલતા કીધી, રણુ જાની વાત મનમાં લીધી; સંતો તમે જાસો કે ડાહાડે, દરસ ણ કરવા આવવું છે માહારે. હોરા૦ ૧૦ કે ભદરવો મેળો ભારી, રામદેવજીની ચડી અસવારી; સઉકો દોડયા ભેળો હુંદો ડયો, અગીયારસનો જોયો વરઘોડો. હોરા૦ ૧ કે આસો મા સ મને રાચ્યો, રામદેજી આગળ જઇ જાચ્યો; વાલે મને માગ્યું તે આપ્યું, રામદેજી મને પોતાનો જાણી પાલ્યો. હોરા. ૧૨ કે તેરમો માસ અધીક કહીયે, રામદેજી અમે તમારા છઈયે; વાલાજીના ચરણે નીત રહીયે, કહે હરગોવન ગુણ ગાઈયે. હોરામાં મળજોરે સામા. ૧૩

### ॥ રામદેજીની પંદર તથો. ॥

પડવે પશ્ચમ ખંડ રામદે આવ્યારે, ઘણું જીવો કાસી મા ગરૂ ઓળખાવ્યારે. ૧ બીજે બાવા બાળનાથના ચેલારે, મા હારી લજજા રાખો માહારાજ મળજો વેહેલારે. ૨ ત્રીજે તરશું લોક અલબેલે જોયું રે, કીધું રામ સાહેર દુજી વાત એથી મન મોહ્યું રે. ૩ ચોથે ચતરૂભુજ ચોઘડીયાં વાગે રે, આગળ ઘોડા

ફરી ઘોડાળ ઘોડા ઘણા ગાજેરે. ૪ પાંચમે પડછા પૂરીયા માહા રાજે રે, જઇ સમુદ્ર કીધી હોટ તાર્યાં ઝાઝ રે. ૫ છઠે છબી લા છબી તમારી દેખાડો રે, તમારા દરસણનો થાય ભાવ રણુ જથી આવ્યો રે. ૬ સાતમે ઘોડા ખેડીયા રામા રસીયા રે, જુ વો નવખંડોનો નાથ રણુજામાં વસીયા રે. ૭ આઠમના ઓછવ નોબત વાગી રે, ઘેરોઘેર પાઠ પુજાય જેતો જાગી રે. ૮ નોમે ને જા રોપીયા ગીરધારીરે, વહાલા પેહેરણ પીતાંમર સાર લીલુડી અસવારી રે. ૯ દશમે ચઢે નીશાન ધોળી ધજા રે, વહાલાની સોનાફેરી સમાત જેવાની રૂડી મજા રે. ૧૦ એકાદશી વરઘો ડો વાલમનો ચડે રે, આગળ સાબેલા થઇ સંત ગાન કરે રે. ૧૧ બારસે લાવ્યા હેત રામદે રીઝારે, વેંચા ચરણામદ પાન જે વરલા પીગ્યા રે. ૧૨ તેરસે ડમરો મરવો કેસર કેવડ રે, નીત થાય ગુંગળના ધુપ ધણીના દેવળ રે. ૧૩ ચઉદસે ચમર ઢળા ય એમાં સી મણા રે; હરીને વાહાલુ ઘડીયાળ સંખ સાકરીયા ચણા રે. ૧૪ પુનમે રામો પીર જે કોઈ ગાશે રે, ગુણ ગાય છે હરગોવન વઇકુંઠ જાશે રે. ૧૫

## ॥ આઠ વાર. ॥

રવીવારે વાડીયે જઇ રમતા, છોકરડાં ભેલા કરી વડતા; તોયે માતા મેલણદેને ગમતા, મારૂ મનતો રામદેહસુ લાગ્યું સ્વામી હો રાજા તમો વણ નવ ચાલે, મારૂ મન તો રામદેહસુ લાગ્યુ. ૧ સોમવારે સમાત લઈ ગયા, વાહાલો મારો રણુજાંમાં રહયા; સંતાં ઉપર કીધી ઘણી દયા મારૂં. ૨ મંગળવારે રૂડી કરી મ રજી, નેતરાદેની સોધ લીધી વરજી; સદાય શરણે રાખ્યો હર જી મારૂ. ૩ બુધવારે જોગ ધર્યો બાવા, પાંચ પીર માલાજાસે આવ્યા; દાળદેને પડછા દેખાડયા. મારૂ. ૪ ગરૂવારે ગુણ ગાયા સાચે મન, સમાત વેળા આવી દીધાં દરસન; માહારાજ મુગ ગુરૂ મને થયા પરસંન. મારૂ. ૫ શુકરવારે સેવા કરી સાચી,

દુખીઈયારનાં દુખ નાંખ્યાં કાપી; કાસીબાઈને અભેપ l આપી. મારૂ. ૬ કે શનીવારે ઘોડીલા શણગાર્યા, વાલો મારો ઉગારવા આવ્યા; રણુજથી જોઈતી વસ્તુ લાવ્યા. મારૂ. ૭ કે સાત વારે જે કોઈ ગાશે, એની વાલો આવી પુરે આસે; ગુણ ગાય હરગોવનદાસ મારૂ. ૮

॥ આઠ વાર. ॥

રવીવારે રામ નામને ભજીએ રે, એથી હંકારને અભીમાન સરવે તજીએ રે; મને અનંત થાય છે આજ રામદે ગાવાનો. ૧ સોમવારે સઉનું સારૂ કરજો રે, કાંઈ સતી સેવકના બોલ રૂદેમાં ધરજો રે; મને૦ ૨ મંગળવારે ભાવ હમારા મનમાં રે, હરી હમણાં આવશે આંય એવું તનમાં રે; મને૦ ૩ બુધવારે બુધ્ધી સારી આપો રે, માહારી દેઈ સુધારણ શામ સંકટ કાપો રે; મને૦ ૪ ગુરૂવારે ધ્યાન ધ્યાન છે વહાલું રે, જાણે ઘોડે ચડે માહારાજ લગામ ઝાલુ રે; મને૦ ૫ શુકરવારે છબી તમારી સારી રે, હવે દેખાડો દરસન દેવ મોરારી રે; મને૦ ૬ શનીવારે કાસીબાઈ મળ્યાં જ્યારે રે, દાસ હરગોવનના નાથ ગવાણા ત્યારે રે; મને આણંદ થયો છે આજ રામદે ગાવાનો. ૭

॥ લાવણી ॥

મછ કછવારા રૂપ કામ તમે શા સારૂ, કામ તમે શાસારૂ. પ્રભુ ન સંગ વામન થઈ સ્વરૂપ વધાર્યુ, પ્રભુ શું કરૂં વખાણ કરન કાળા કશ કાળા; ધન મદન મોહોન માહારાજ મોરલી વાળા. ૧ તમે ફરસુંરામ રઘુરામ છો અંતરજામીછો અંતરજામી, પછી થયો કરના અવતાર ગરૂડના ગામી. પ્રભુ૦ ૨ તમે બુધ કલંકી થઈ, વેગળા વસીયા વેગળા વસીયા; ભલા જગનનાથ માહારાજ દીશો ઘણા રસીયા. પ્ર૦ ૩ તમે દયા તણાં છો દેવ ધરમની વાટે; પ્રભુ લીયા દસ અવતાર ભગતને માટે. પ્રભુ૦ ૪ લીયો નંદજી ઘેર અવતાર, ગઉ ઘેન ચારી ગઉ ઘેન ચારી;

મામા કંસનો કીધો નાસ, ગોકુલ ગીરધારી. પ્રભુ૦ ૫ તમે રમીયા જઇ પાતાળ, કાળી નાગ નાથીયો કાળી નાથ નાગીયો; ઉઠાયો ગોવરધન સમુદર મથીયો. પ્રભુ૦ ૬ મળી ગોપીયો લડાવે લાડ, વાયુ ઢોળે વાયુઢોળે; તમે જસોદાજીના કાન એમ કહી બોલે. પ્રભુ૦ ૭ સોળ હજાર એકસોને આઠ, ઘેરછે રાણી ઘેરછે રાણી; એમાં લક્ષ્મીજી ગુણવાન, દીસે પટરાણી. પ્રભુ૦ ૮ તમે બળભદ્રજીના વીર, છબીછે સારી છબીછે સારી; જાદવ તણાછો ભુપ દેવ મોરારી. પ્રભુ૦ ૯ પ્રભુ પેર્યા પીતાંમર, કાંને કુંડળ જળકે કાંને કુંડળ જળકે; મુગટ ધાર્યો, માહારાજ હીરા ચળકે. પ્રભુ૦ ૧૦ તમે દુવારકામાં લીલા કરી અપાર કરી અપાર; પાંચ પંડવ જેવા ભગત ઉતર્યા પાર. પ્રભુ૦ ૧૧ થાય વીસ્નવ ભીડા ભીડ, તમને ભાળી તમને ભાળી; ભાવે દરસન કરવા આવે દહાડી દહાડી. પ્રભુ. ૧૨ તમારી સુંદર છબી દેખાડો, છબીલા હરજી છબીલા હરજી; પ્રભુ સંતાન ઉપર રૂડી રાખજો મરજી. પ્રભુ૦ ૧૩ દાસ હરગોવન ગુણ ગાય, કાસી મા થકી કાસી મા થકી; પ્રભુ ભગતી દેજો સદાય નિરમળ ગતી. પ્રભુ૦ ૧૪

## ॥ લાવણી ૨ જી ॥

દુવારકાંથી આવ્યા રામદે બાળ શ્વરૂપે પોકર ભણી, દાતાર દાતાર સહુ વખાણે વાણ વરતાઇ રહી પીરાં તણી; મારૂવાડમાં મહિમા વધાર્યો હો અજમલ ઘેર અવતારી, લીલા પીળા નેજા રોપીયા, ધોળી ધજાપર જાઉ વારી. ૧ પોકર ગામ નીહાલી વધાઈયો, મોતીયન કેરા થાળ ભરી; માતા મેલણદે ને વીરો વીરમદે; ભગતી કારણ ઘેર આવ્યાહરી. મારૂવાડમાં. ૨ બાર વરસ અજમલ ઘેર રહયા, સમઇ ઉલટયા અશ્વ ચડી; કરૂણા કરી આપ બીરાજ્યા, ગામ રણુજામાં દેવળ કરી. મારૂવાડમાં૦ ૩ પાંચ પેપળીયા નકળંગ નાડો રામ સાહેરીયો છે

રૂડો, નવખંડ ચઉદે બ્રમાંડમાં રામદેનો પડ છો પુરો. મારૂવાડમાં૦ ૪ માસ ભાદરવે લોકો આવ્યા, મેળો ભરાયો રામા બહુ ભારી; ભુલ્યાને આવી મારગ બતાવ્યા, રક્ષણ કરો છો ગીરધારી. મારૂવાડમાં૦ ૫ ત્રણ લોકનો નાથ નવાજ્યા, રામદેહ નામ શુ લાગી રૂડી, કાસીમા પરતાપે ગાય હરગોવન લજ્જા રાખજો જગત ધણી. મારૂવાડમાં૦ ૬

## ॥ આરતી ૧ ॥

સીતાજીના સારૂ રામા ધનુષને તોડ્યો, તો લંકા ઘેરી રાવણ રોળ્યો માહારાજ; આરતી ગાઊં શ્રી નાથની, હે મારા રામા ભાની આરતી, ધણી નકળંગની આરતી, આરતી ગાવું સુગટ રામની. ૧ નંદજી ઘેર શ્રી કૃષ્ણા ગવાંણા તો ગાયો ચારી ગોવાળ થયા માહારાજ. આરતી ગાવું શ્રી નાથની; હે મારો. ૨ વચને બંધાણા પારણીયામાં પોડયા તો, પોકર પંડછા પુર્યા માહારાજ. આરતી. ૩ નામ પુરણ પુરસોતમ પડીયું તો, બુડલાં તારેલાં ઝાઝ માહારાજ. આરતી. ૪ કાસીબાઈયે જ્યારે આરતી ઉતારી તો, હરગોવને ગુણ ગાયા માહારાજ. આરતી. ૫

## ॥ શ્રી માહારાજ રામદેજીનો થાળ. ॥

વાલાજી મારા ગંગા જમુનાનાં નીર મંગાવું, નરમળ નાવણે નવરાવુંરે હો અલબેલા; હું તો મોતીડે વધાવુંરે રણુજાના રાજા, હું તો ફુલડાં વેરાવુંરે હો માહારાજા. ૧ હે વાલાજી મારા કંકુ કેસરનાં છાંટણાં છંટાવું, ગુગળ ધુપ ધરાવું રે હો અલબેલા, હું તો મોતીડે. હું તો ફુલડાં. ૨ હે વાલાજી મારા સીરો પુરી ને સુખડી ઝાઝી, હે બીજાં ચુરમાં ને ભાજીરે હો અવબેલા, હું તો મોતીડે. હું તો ફુલડાં. ૩ હે વાલાજી મારા જારીયે તે જળ ભરી લીજે, અમને ચરણાંમૃ દીજે રે હો અલબેલા; હું તો મોતીડે. હું તો ફુલડાં. ૪ હે વાલાજી મારા એડચી

સર્વાંગ સોપારી, જોડે પાંન બીડી વાળી રે હો અલબેલા; હું તો મોતીડે. હું તો ફુલડાં. ૫ હે વાલાજી મારા કંચન પારણાં બંધા વું, રેસમ દોરીયે જુલાવુંરે હો અલબેલા. હું તો મોતીડે. હું તો ફુલડાં. ૬ હે વાલાજી મારા થાળ ધરે છે કાસીબાઇ, જમો વીરમદેના ભાઇ રે હો અલબેલા, હું તો મોતીડે. હું તો ફુલડાં. ૭ હે વાલાજી મારા દાસ હરગોવંન થાળ ગાય છે, તમને દેખી રાજી થાય છે રે હો અલબેલા, હું તો મોતીડે. હું તો ફુલડાં ૮

॥ ગરબી ૧ લી બેવાર બોલવાની ॥

દેશ રમીયા વાલો પરદેશ રમીયા, હો જીરે સારી રઇય તનુ રક્ષણ કરે, આજ ભાવના ભૂખ્યા રામો રમે. રામો રમે રે રામો રમે આજ કસ્તુરી કેવડે રામો રપે. ૧ સંત મળી જયાં થઇ રે બેઠકો, હો જીરે ઉભા રહીને પારખા જુવે; આજ ભાવ ના ભુખ્યા રાંમો રમે રામો રમે રે ૨ કીયા કંચન કીયા કથીર, હો જીરે તાવી તાવી ને તાંરો કરે; આજ ભાવના ભુખ્યા રામો રમે રામો રમે રે. ૩ ખોટા હોય તે થાય રે ખરાબ, હે વાલો ખરેખરાનો સંગ કરે; આજ ભાવના ભુખ્યા રામો રમે રામો ર મે રે ૪ વંદ્રાનની કુંજગલનમાં હે રાણી રાધકાજીના સંગ ફ રે; આજ ભાવના ભુખ્યા રામો રમે રામો રમે. ૫ કાસીમા પર તાપ ગાય હરગોવન, હે વહાલો દીસતારૂપાળા; એતો સઉને ગમે આજ ભાવના ભુખ્યા રામો રમે. રામો રમે. ૬

॥ ગરબી ૨ જી બેવાર બોલવાની ॥

ધંન દોલતને માલ ખજાના, હાંરે શું કરીયે ઘરને ગામ ને, હાંરે શું, કરીયે ઘરને ગામને; ભાઇરે સાચી માયા છે જુગ માં રાંમની, હે રામની રામની રામની ભાઈરે સાચી માયા છે જુગમાં રાંમની ૧ મોર મુગટ સીર છત્ર બીરાજે, હાંરે જુવો છબી, હાંરે જુવો છબી છબીલા શામની ભાઇ રે સાચા માયા છે જુગમાં રામની. રે રામની ૨ સંત સાધુ રે ઘણા મેળે

જાય છે; હાંરે મોટી જાતરા હાંરે મોટી જાતરા દ્વાકાં ધાંમની ભાઇ રે સાચી માયા છે જુગમાં રામની. હાંરે રાંમની. ૩ સઉ કા મળી રે એમને આરાધે, હાંરે જેની વારતા, હાંરે જેની વારતા વંચાય ઠામ ઠામની; ભાઈ રે સાચી માયે છે જુગમા રામની. હે રામની ૪ આરાધે તો વાલો આવી ઉભો રહે, એ માં નથી એમાં નથી ખરચવો દામનેક ભાઈરે સાચી મા યા છે જુગમાં રાંમની. હે રામની ૫ કાસીમા પરતાપે ગાય હર ગોવંન, હારે હરી ભજો હ રે હરી ભજો દીવસને જામની, ભાઈ રે સાચી માયા છે જુગમાં રામની. હે રામની રામની૬

॥ ગરબી ૩ જી. ॥

લોક કહે છે આ દેવળમાં શું છે, એતો મારે મન પરભુ છે; રે હુતો મારે જાવું ધણીના દેવરે, છોને બોલે દુરીજન લોકરે; હું તો મારે જાવું ધણીના આંગણે ૧ લોક કહેછે અલ્યા શું થયું સારૂં, ભાળ્યુ મારે મન અજવાળુરે. હું તો મારે. ૨ પારકી બુધ અલ્યા કામ ના આવે, એતો જાણે પોતાની ગત રે; હું તો મારે. ૩ ખપ પડે વીરમદેના વીરની; માગા લાગી પીકરના પીરની; હું તો મારે. ૪ અવસરીયે તો રામદેજી ઉભા રહે, વાલો કહયા પેહેલાં કાંમ સારે રે; હું તો મારે. ૫ કાસી મા પરતાપે ગાય હરગોવન, હે મને પ્રભુ થયા પરસંન રે; હું તો મારે. ૬

॥ ગરબી ૪ થી. ॥

હું તો સેરી વળાવું કે સું કરૂં, હું તો ઢળાવું પ્રેમના પાટ રે; ઘોડે ચડી આવે માહારાજા ગામથી. ૧ હું તો એલચી વવ રાવું આંગણે, દુજુ લાવી રાખુ દાડમ દ્રાખરે. ઘોડે ચડી. ૨ હું તો તુલસી રોપાવું ચોકમાં, દુજુ રોપાવું ફુલનું ઝાડ રે; ઘોડે ચડી. ૩ હું તો સંત તેડાવું સારા સેહેરના, રહું ભજનમાં ભર પુર રે. ઘોડે ચડી. ૪ અલ્યાં આડોસી પાડોસી શા કામનાં, કોઇને છે રે કમોદનો ભાતરે. ઘોડે ચડી. ૫ હું તો દુધ સાકર

ભેળી કરૂં, જાણે રાંધી મેલુ દુધપાક રે. ઘોડે ચડી. ૬ હુંતો ઘરમાં ઉભો રહું કે બારણે, પાડુ તાળીને જોઉં વાટ રે. ઘોડે ચડી. ૭ હુંતો ઉતર જોઉ કે દક્ષણ દેસમાં, જોઉ પુંરવ પશ્ચમનાં ધાંમ રે. ઘોડે ચડી. ૮ ઘોડો પશ્ચમના પાડમાંથી ઉતર્યો. ર બેઠા નીરંજન નાથ રે. ઘોડેચડી. ૯ મેંતો હળવે ર... યું, પ્રભુ હું છું તમારો દાસ રે. ઘોડે ચડી. ૧૦ ગરૂ ઈ સેવા કરો, દાસ હરગોવન ગુણ ગાયરે ઘોડે ચડી. ૧૧

## ॥ ગરબી ૫ મી ॥

ઘરમાં જાવુંતો ઘરમાં નથી ગમતું, મન મારૂ મંદીરમાં ભમતું; ચીત મારૂ તમ ચરણે રમતું, આજે તો મારે તમારી ભીડો; કયારેરે મળશે વીરમદેનો વીરો, આજે તો મારે તમારી ભીડયો. ૧ તમ વીના સગુ નથી કોઈ, દેસ બધે ફરી વળ્યો જોઇ; મોહનવર ભાળી રહયો મોહી, આજે તો. ૨ આજે તો વાલા સઉ સઉનુ તાણે, એમાં મારૂ મનડુ કેમ માને; દાતાર વીન માહારી કુણ જાણે, આજેતો મારે. ૩ અંતરની તો કોને નવ કહીએ, વાલા મારા સમજીને રહીએ; ચાલોને આપણ માહારાજના થઇએ, આજ તો. ૪ અજાણ્યાથી પ્રીત નથી કરવી, એમાં આપણી વાત પડે હળવી; માહારાજા ભણાવે તે ભણવી, આજતો. ૫ દલાસા દીધાતા જયારે, પાંમરજીત ચેતાવ્યો ત્યારે; જીવણ હવે વેહેલા ચઢો વારે, આજે તો. ૬ હવે તો જાણી સંતોમાં ફરીયે, એથી ગુણ ગ્યાંનને ગમ ભરીયે; સાંમીજીનું સમરણ નીત કરીયે, આજે તો. ૭ કાસીબાઈ ચેલો કરી થાપ્યો, શબ્દ એક ગુણ ગાવા આપ્યો; હરગોવનને તમ ચરણે રાખ્યો, આજે તો. ૮

## ॥ ગરબી ૬ ઠી ૨ વાર બોલવાની ॥

આરે જુગતમાં તો જુઠ ઝાઝેરૂ, ત્યારે એમના ભેળા તે સીદ રહીયે; હો મારે મન વારતા રે, કયારે મળે રામદેને

વાત બધી કહીયે. ૧ સઊકા કહેછેરે તમે શું રે કમાંણા, હેવા
નીત નીત ઠપકા ખઈયે, હોમારે મન. ૨ કોઈ કહે કાછુનેકો
ઈ કહે ગોરૂ, અમે મનમાં સમજીને રહીયે, હોમારે મન. ૩
આપણ રમતમાં ખોયુ, હવે સમજીને સીદ અડડાઇયે; હો
૪ આ અવસરીયો ફરી નવ આવે, ત્યારે સોદરે બા
નાઈયે; હો મારે મંન. ૫ તમારા વીનારે વાલા ગડીએ
ા ચાલે બધી માંડીને વાતકોને કહીયે હોમારેમંન. ૫ કાસીમા
પરતાપ ગાયહરગોવન, સદા હરીના ચરણામાં રહિયે હોમારે. ૭

॥ ગરબી ૭ મી. બેવાર બોલવાની ॥

ધન દોલતને માલ ખજાના, હાં રે મારે સાચુ ગરેણુ લા
વ્યારે; ભાઈ મારે ઘેર આજ રાંમદેજી આવ્યા, આવ્યા આવ્યા
આવ્યારે, ભાઇ મારે ઘેર રામદેજી આવ્યા. ૧ અંન લાવ્યા ને
વસ્ત્ર લાવ્યા, હાંરે મારે ખાવા પીવાનું ખુબ લાવ્યારે ભાઇ૦
૨ તાળ લાવ્યા ને મરદંગ લાવ્યા, હાંરે વાલો ઘોડીલે ચડી ઘે
ર આવ્યા. ભાઇ૦ ૩ ભકતી લાવ્યા ને મુકતી લાવ્યા, હાંરે મ
ને કાસીબાઈએ ઓળખાવ્યારે. ભાઇ૦ ૪ કાસી મા પ્રતાપે ગા
ય હરગોવન, હાંરે ભલા ભાવ કરીને વધાવ્યારે. ભાઇ૦ ૫

॥ ગરબી ૮ મી બેવાર બોલવાની ॥

કહો તો વાલાજી શણગાર સજીએ, કહો તો માયાને ત
જીએરે; રેરેરે રામદે કયારે મળશોજી. ૧ કહો તો વાલાજી હાર
ચડાવીયે, કહો તો ગુગળ ધરાવીએ. રેરેરે૦ ૨ કહો તો વાલા
જી સંતામાં ફરીએ, કહો તો ભગવાં ધરીએ. રેરેરે૦ ૩ કહો તો
વાલાજી સંત તેડાવીએ, કહો તો પાટ મંડાવીએ. રેરેરે૦ ૪
કાસીમા પ્રતાપ ગાય હરગોવન, હેતેથી ગુણ ગાઈયે. રેરેરે૦ ૫

॥ પદ ૧ લું. ॥

ગંગા જુમનાનાં નીર ભલેરાં, ગંગા જુમનાનાં નીર ભ
લેરાં; ભાવ ધરી ધરી નાઈયે, હેજી ભલા ભાવ ધરી ધરી નાહી

એ; હવે તો શ્રી ક્રષ્ણજીના ગુણ જાઇએ. ૧ મંદીરમાં માહારા જા બીરાજે, મંદીરમાં માહારાજા બીરાજે; દરસન સારૂ જઇયે હેજી ભલા દરસન સારૂ જઇએ. હવે તો૦ ૨ પીળાં પીતાંમર કેસરી વાધા, પીળાં પીતાંમર કેસરી વાધા; મુગટ જોઈ જોઈ મોઇએ, હેજી ભલા મુગટ જોઇ જોઇ મોઇએ. હવે તો૦ ૩ ફુલના હારને ફુલના તોરા, ફુલના હારને ફુલના તોરા; લેઈ તુલસીરે ચડાઇયે, હેજી ભલા લેઈ તુલસીરે ચડાઇએ. હવે તો૦ ૪ સેલડી સાકર દ્રાખજ મેવા, સેલડી સાકર દ્રાખજ મેવા; ભાવ કરીને ધરાઇયે, હેજી ભલા ભાવ કરીને ધરાઇયે. હવે તો૦ ૫ કાસી મા પરતાપ ગાય હરગોવન, કાસી મા પરતાપ ગાય હરગોવન, સેહેજે સુખીયાં થઇએ, હેજી ભલા સેહેજે સુખીયા થઇએ. હવે તો૦ ૬

॥ કીરતન પદ ૨ જું ॥

ગોકુળ ગ્રામ રળીયામણું રે, જ્યાં વસે મારો વાહાલો; શ્રી ક્રષ્ણને નિહાળવા રે, ઉતાવળા ચાલો. ૧ પાધર ડેરા તાણીયા રે, રમણ રેતી મુકામ; મંદીર મેડીને માળીયાંરે, છબીલાજીનું ગામ. ૨ જુમનાજીમાં નાહીયેરે, થાય શુધ શરીર; વસ્ત્ર આભુષણ પેરીયેરે, પછી જઇએ મંદીર. ૩ રૂપ અનોપમ ઓપતું રે, ક્રષ્ણજીનું નામ; મોરલી ધરી છે હાથમાં રે, સુરતી ધનશામ. ૪ પીળાં પીતામર પેરીયાંરે, જામો દીન દયાળ; મુગટ હીરા ઝળકતારે, કંઠે મોતીની માળ. ૫ બાજુબંધ વેડ વીંટીયોરે, કંચન કંદોરો; મોહનમાળ અમુલ્યમાંરે, કાને કુંડળ જોડો. ૬ કુમકુમ તીલક તાણીયાંરે, કરી કેસરી આડ; અબીલ ગુલાલ ને કેવડો રે, તુલસી ફુલ હાર. ૭ શંખ ચક્ર ને પદમરે, ગદા ગીરધારી; ગરૂડપર વાહનછે રે, વાલો ચાર ભુજારી. ૮ અગર ચંદન આરતીરે, નાથ અકલ સ્વરૂપ; જોત અખંડ હલકતીરે, ચઉદ બ્રમાંડ ભુપ. ૯ લક્ષ્મીજીને રાધિકા રે, સંગ ધણાં છે ગો

પી; આનંદ ઓછવ થાયછે રે, હરી રહ્યા છે ઓપી. ૧૦ વઇ રનવ વરણુ ભલી કરી રે, સઉ દરસણ આવે; સાકરને સાકરીયા રે, દુધ પેંડા ધરાવે. ૧૧ ભાવ ધરી ભગવાંનનુ રે, કોઈ કીરતન ગાસે; લખ ચોરાસીથી છુટસે રે, સેજ વઇકુંઠ જાસે. ૧૨ કાસી બાઈ ગરૂ મલ્યાંરે, આવી ધારણ ધીર; દાસ હરગોવંનની વેન તી રે, ગાઉ શામ શરીર. ૧૩

॥ કીરતન ૩ જું બે વાર બોલવાનું. ॥

મોટાં મંદીર માહારાજાનાં કહીયે, મોટાં મંદીર માહારા જાના કહીયે; દરસણ કરીયે ને સુખીયાં થઈયે તો, શ્રી ક્રસ્ના સોહામણાં રે. ૧ સીંધાસણ સોનેથી મડીયાં, સીંધાસણ સોને થી મંડીયાં; હીરા રતન અમુલખ જડીયાં તો; શ્રી કૃષ્ણ. ૨ મોર મુગટ પીતાંમર ધારી, મોર મુગટ પીતાંમર ધારી; કાંને કુંડળ સોભીતુ ભારી તો; શ્રી ક્રશ્ન. ૩ કુમકુમ કેસરી તીલક તાંણ્યાં, કુમકુમ કેસરી તીલક તાંણ્યાં; કંઠે પેરયાં ઘણાં હેમ ઘ રેણાં તો, શ્રી કૃશ્ન. ૪ અબીલ ગુલાલ ને કેવડો મેહેકે, અબી લ ગુલાલ ને કેવડો મેહેકે; હાંડી ચંદરવા ને તોરણ લેહેકે તો. શ્રી કૃષ્ણ. ૫ ડાબી બાજુ ગીરીવર ધર્યો છે, ડાબી બાજુ ગીરવ ર ધર્યો છે; જમણો હસ્ત અમીમાં ભર્યો છે, શ્રી કૃષ્ણ. ૬ શા મ સ્વરૂપની છબીછે સારી, શામ સ્વરૂપની છબીછે સારી; આ ગળ જોત કળસને ભરી તો, શ્રી ક્રશ્ન. ૭ કાસીબાઇરે ગુરૂ મળ્યાં પુરાં, કાસીબાઈ રે ગુરૂ મળ્યાં પુરાં; હરગોવને હરી ગાયા છે રૂડાતો. શ્રી ક્રશ્ન.

॥ કીરતન ૪ થું બેવાર બોલવાનું. ॥

અગર ચંદનને ટોપરાં ગુંગળ ધરાવું, કંકુ કેસરનાં છાંટ ણાં કસ્તુરી છંટાવું; ભજન ગાવું ભગવાંનનું, આવો રૂડો લેઈ લઉ લાવો, કીરતન ગાવું રામા પીરનું. ૧ અબીલ ગુલાલને કે વડો ફુલ હાર ચડાવું, વેલાં વેલાં વાયક મોકલી સંતોને તેડાવું,

ભજન. ૨ મધરાતે મંદીરમાં મોટા પાટ મંડાવું, મોતીનો થા
ળ લેઇ કરી; જેણી જોને વધાવું; ભજન. ૩ શું રે કરૂ સંસારને
મારે આસરો એક, જેવો તેવો છું તમ તણો, સ્વામી રાખજો
ટેક. ભજન. ૪ કાસીબાઈ રે ગરૂ મલ્યાં, ઓળખ્યા છે નાથ,
દાસ હરગોવનની વિનંતી હરી ઝાળજો હાથ; ભજન. ૫

॥ ધોળ ૧ લું. ॥

સીંધાસણ માહારાજ બીરાજે, સંધાસણ માહારાજ બીરા
જે; આપે અંતર જાંમી રે, આપે અંતરજાંમી રે; ધંન અજમ
લજીના કુંવર રામદે, નેજારીને નરખુ રે. ૧ મોર મુગટ પીતાં
બર પેર્યાં, મોર મુગટ પીતાંબર પેર્યાં; કાંને કુંડળ સોહીયે રે,
કાંને કુંડળ સોહીયેરે; ધન. ૨ લીલાટે હીરો ઝળકીરયો, લીલા
ટે હીરો ઝળકીરયો; તેજમ તુરી માળારે, તેજમ તુરી માળારે;
ધન. ૩ બાવન ચંદન જાય કસ્તુરી રે, બાવન ચંદન જાય ક
સ્તુરી રે; કુમકુમ તીલક તાણે રે, કુમકુમ તીલક તાણે રે. ધન
૪ હાંડી ચંદરવા ને તોરણ, હાંડી ચંદરવા ને તોરણ; કીનખા
પીયાં ગાદી રે, કીનખાપીયાં ગાદી રે; ધન. ૫ અગર ગુગળ
ધુપ ધણેરા રે, અગર ગુગળ ધુપ ધણેરા રે; જળહળ જોતો જા
ગે રે, જળહળ જોતો જાગે રે; ધન. ૬ ધંટ આરતીને ધડોયાળો
રે, ધંટ આરતીને ધડીયાળો રે; નગારાં નીસાંનરે, નગારાં ની
સાંન રે; ધંન. ૭ આ વનમાં ઈંદ્ર વખાંણે રે, આ વનમાં ઇંદ્ર
વખાંણે રે; બ્રમાને માહેશ્વર રે, બ્રમાને માહેશ્વર રે; ધન. ૮
લક્ષમીજી રૂક્ષમાંણી રાધીકા, લક્ષમીજી રૂક્ષમાંણી રાધીકા; નેત
ર વાયું ઢોળ રે, નેતર વાયુ ઢોળ રે; ધન. ૯ કાસીબાઇયે ભાવે
ભજીયા રે, કાસીબાઈયે ભાવે ભજીયા રે; હરગોવને ગુણ ગાયા
રે, હરગોવને ગુણ ગાયા રે; ધન; ૧૦

॥ શ્રી અંબાજી માતાજીનું ભજન. ૧ લું ॥

સરસ્વતી માતાનું સમરણ કરીયે, ગણપત લાગુ પાય;

અંબા માજીના ગુણ ગાઇએ, મને અકલ બતાવો; અંબે માતા હવે કરી દોને સુખ સાતા; મા આપછો વીધાતા હેજી. ૧ સોના દેરૂ માને સીંધાસણ છે, સોના સીંગની જોડ; સોના કેરૂ માંને દેવળ બેડલું, સોના કેરૂછે મોર; અંબે માતા. ૨ સડસટ ઘંટ તો વાગી રહયાં, મા હાંડીનો ના આવે પાર; ઝમર તકતા તોરણ બાંધીયું; લીલા કાચની લાર. અંબેમાતા. ૩ હીરા તણાં માએ હાર પેરીયા, પેર્યાં તે અંમર ચીર; કોટેશ્વર માહાદેવ સરસ્વતી, ત્યાંનાં મંગાવે નીર અંબે માતા. ૪ અકળ સ્વરૂપ મા આદ ભવાંની, અનેક રૂપ બદલે; ગબર ડુંગર પરવા વ્યાજ વેરામા; આરાસુરમાં રહે; અંબેમાતા. ૫ મારી માજીનાં દરસણ કરવા, આવે લોક હજારો; બ્રમા માહેશ્વર ભગવાંન આવે, માનો જળહળતો પારો; અંબે માતા. ૬ રૂપા તણું માને દેવળ બારણું. પાવડીયાં છે પાંચ; માંનસરોવર ભારે ભરીયું, આરસ પાંણનો ચોક; અંબેમાતા. ૭ ચાર જોત માને અખંડ જાગતી, કેસર તણીછે આડ; ફુલના હાર ને ફુલના ગજરા, દુધ સાકર ધરાય. અંબેમાતા. ૮ વરસ ચુંવાળો માસ ચઇતર, બીજને બુધવાર; કાસી મા પરતાપ ગાય હરગોવન, ઉતારો ભવ પાર; અંબેમાતા. ૯

### શ્રી હનમાંનજીનું પદ ૧ લું બેવાર બોલવું

વાયુ પત્ર અંજની માઇ, ખોળી કાડયા ગણપતી ભાઈ, હનમાંનજીતો સુરામાં સુરા, માહાબળ પ્રાક્રમમાં પુરા, હનમાંનજી તો સુરામાં સુરા. ૧ ભગત થઈને ભગતીમાં ભળીયા; જઈ સીતા રામજીને મલીયા. હનમાંનજીતો. ૨ રાવણ હાર્યો હનમાંનને ભાળી, પેહેલી વારે લંકાં જઇ બાળી હનમાંનજી. ૩ નથી કોઈ દઇત થકી ડરતા, લીયા સંગ રામ સકળ કરતા, હનમનજી. ૪ હનમાંનજીયે બહું કર્યા કામ, એમને વાહાલુ રામ લણ નામ હનમાંનજીતો. ૫ દીસે બાળો બ્રમચારી જેવા એમ

ને નાક્ષો તેલ સીંદુર સેવા; હનમાંન. ૬ કાસીબાઇ ગરૂ મલ્યા પરમાંણ, હરગોવને ગાયા ભલાજી; હનમાંન તો. ૭

॥ ગરૂ મુગટરામ માહારાજનું ભજન ॥

સરસ્વતીમા જીભે વસો ગણપત આપો બુધજી, ગરૂ આ ગેનાન થાયો અલક દીયો સુધ હો માહારાજ મુગટરામજી, મા હારાજ મુગટરામજી; તમે ભલુ કરીયુ કામ મારે તમારી છે હાં મ હો માહારાજ મુગટરાંમજી. ૧ દેસતો છે પારખુ ને કારવેણુ ગાંમજી, ગાંમતો મેસાંણે મંદીર, રણુજે મુકામ, હો માહારાજ ૨ સંત જોડે બેઠકા સાધુની જોડે સંગજી નામ તો અમર રહયા જેનુ ધ્યાનતો અખંડ, હો માહારાજ ૩ સંત લારે દીપતાને જાં લપણે ભુપજી, ભોમી મધે આવીયા, પણ દેવનુ સ્વરૂપ હોમાહા રાજ ૪ સમાતો ચડાવે ગરૂ મારો સાહેબ સમાંનજી ભવતારણ દોરીયુ છે; જરણાનું જ્ઞાની હો માહારાજ ૫ ભલા મુગટરામ જી ગરૂ ભલા કાસી માયજી, દાસ હરગોવનછે ગરીબો; ગુણ ભા વે ગાય, હો માહારાજ ૬

॥ શ્રી કરશનજીનું પદ ૧ બેવાર બોલવું ॥

પીતાનંદ જસોદામાઈ, જોડે મળયા બળભદ્ર ભાઈ; ક રશનાંજીને ગોકુલીયુ વાલુ, મોટુ ઘર નંદ તણું ભાળયું; કરશનાંજી ને ગોકુલીયું વાહાલું. ૧ પતાળે જઇ કાળીનાગ નાથયો, ગોવ રધન લીયો છે હાથે. કરશનાંજીને. ૨ તમને ભાળી કંસ ગયો હારી, ગોકુળમાં ગાયો ઘણી ચારી; કસ્નાંજીને. ૩ તમને ભા ળી પંડવ વીર હરખે, ગોપીયો ઘણાં નેહ ધરી નરખે, કસ્નાં જીને. ૪ કાસીબાઈ ગરૂ મળયા ગુણવાંન, હરગોવને ગાયા ભળા ભગવાંન. કૃસ્નાંજીને. ૫

॥ પદ ૨ બેવાર બોલવુ ॥

પેલાદકારણ નૃસંગ રૂપ ધાર્યું, ઇંદ્ર કારણ વામન થયા વારૂ; દા તાનું દેવળ દુનીયામાં સોભાતું, ધરમીનું દેવળ દુનીયામાં સો

બીતું. ૧ રામા રૂપ રાવણને રોળ્યો, કૃસ્નાં રૂપે ગોર્વધન તો ળ્યો. દાતાનું દેવળ૦ ૨ ડાકોરમાં રણછોડજી રહયા, પંડરપુર વીઠલજી ગયા. દાતાનું૦ ૩ શ્રી નાથમાં છબી જુવો સારી, જ ગનનાથમાં રળીયામણી ઝાડી, દાતાનું દેવળ૦ ૪ દ્વારકામાં નાથ તણુ મંદીર, પોકરણડમાં સમઇ ગવાંણા પીર, દાતાનુ દેવલ૦ ૫ કાસીબાઈ ગરૂ મલ્યા ગંભીર, હરગોવને ગાયાછે રા મો પીર. દાતાનું દેવળ. ૬

॥ ભજન ૧ બેવાર બોલવું ॥

માત પીતાને કટમ કબીલો રહી, કોઈ નથી ઉગારવાનુ, હાનાં છોરૂ ને વાછરૂરે વીરા, કોઇ નથી જીવાડવાનું, સતગરૂ મળે સુખ થાયરે હાં; વાજુ વાગ્યું છે. મારા વાલમાનુ, એક મને આરાધો રૂડા રામને, સાચે મનેસંભારો ભગવાનને; નાથ વીન નથી ચાલવાનું. ૧ ઉંચા ઉંચા મેહેલ ને અજબ ઝરૂખા રહી, એરે મેહેલોમાં નથી માલવાનું; હાથી ને ઘોડા જેના ઘેર હે ચોળા વીરા, એમાં નથી કાંઈ ભાળવાનુ. સતગરૂ ૨ જાણી જાણી ભાતનાં પેર્યાં ઘરેણાં રહી, એરે મળી સઉ કાડવાનું; પ ડી જાય કાયા જેદી ઉડી જાયહંસો વીરા, એરે ખોળીયું શુ પ છે બાળવાનું, સતગરૂ મળેટ ૩ આરે સંસારમાં તારૂં ને મારૂં રહી, કોઇને નથી બોલાવવાનું; કાયર નરના કામ નથીરે વી રા, સુરાને સમજાવવાનું. સતગરૂ મળે. ૪ જેરે નામથી કામ જ થાય રહી, એરે નામને હારવાનુ; ભાવની ભગતીયો કરજો બલેરી વીરા, એમાં નથી દેખાડવાનું. સતગરૂ મળે૦ ૫ માત કાસીબાઈ ગરૂ અમારાં રહી, એમનું વચન એક પાળવાનું; દાસ હરગોવન કેહે કર જોડી વીરા, પ્રભુ વીના કોણ તારવાનું. સતગરૂ મળે૦ ૬

॥ ભજન ॥

જલ બનાવ્યા ને થળ બનાવ્યા ને, બનાવ્યા પાડ પરવત;

ગરૂ મેરે દાતાર ગરૂ દાતારજી, અલક તારી સોભાનો નહી પાર. નુંગરા કયા દેખે સંસાર, ગરૂ મેરે દાતારજી. ૧ ચંદા બનાયા ને સુરજ બનાયા. બનાયા નવલેખ તારા; ગરૂ મેરે દાતાર ગરૂ દાતારજી, અલક તારી નુગરા કયા દેખે. ગરૂ મેરે૦ ૨ માટી કેરી મનખા દેહ બનાઇ, હાથ પગ ને ચક્ષુ ગરૂ મેરે દાતારજી. અલક તારી૦ ૩ પશુ બનાવ્યા ને પંખી બનાવ્યા, બનાવ્યા અલપ જીવ; ગરૂ મેરે દાતાર, ગરૂ દાતારજી. અલક તારી૦ અંન બનાવ્યા ને વસ્ત્ર બનાવ્યા, બનાવ્યા ફળને ફુલ; ગરૂ મેરે દાતાર, ગરૂ દાતારજી. અલકતારી૦ ૫ તાળ બનાવ્યા ને મરદંગ બનાવ્યા, સઉ સંતન કેરે કાજ; ગરૂ મેરે દાતાર ગરૂ દાતારજી. અલક તારી. ૬ કાસીમા પરતાપ ગાય હરગોવન, ગરૂમ ળયા સમરથ; ગરૂ મેરા દાતાર, ગરૂ દાતારજી. અલક તારી૦ ૭

॥ ભજન. ॥

ભાતુ દીયો તો ગરૂ જાઉ જોધપરરેજી, મસુંરીયા જે ધાંમ માહારાજા; વાલરવા કેરી વાવ્ય મેઠીઈજી, ચાંખુ સરખુ મુકામ માહારાજા; આજ મારે જાવું રામદેવરે રેજી, દસ પંદર કેરૂ કાંમ મેરે બંધા; બસો બેસવુને સો કોસ હાલવુજી. ૧ દેશુના ડુંગરા ને હરજીની ધુણીજી, હરભુજીને દ્વાર માહારાજા; સતીનુ કંકણ પાંચ પેપળીયાજી, વીરમદેજીનુ ગાંમ માહારાજા; આજ મારે. ૨ મેવાડ મારૂવાડ ગુજરાત સાધુજી, પોકરનું મહાજન માહારાજા; ખરા ખોટાનાં પારખો લેવાસે જી, નુમના નેજા ચડે માહારાજા; આજમારે. ૩ સેરીયો વચે હો મારો સાયબો જી ઉભાજી, ભુલ્યાંને મારગે બતાવે માહારાજા; આવો આવો કહીને આલે ઊતારાજી, રાત દીન રક્ષણ કરે માહારાજા, આજમારે. ૪ મુખ મોરલીને વાલો વેણ વગાડેજી, ગદા ધરે ગોવીંદ માહારાજા; લીલુડો ઘોડાને પેરણ તોડોજી, એમ કરો દરસણ દેસે માહારાજા; આજમારે. ૫ સુગરાં સુગરાંને પાર ઉતારસેજી, બુ

કતાંની બાંય જાલે માહારાજા; ભગતાંની ભીડ ભાગનારા કેવા જી, સંતાને તારણહાર માહારાજા; આજ મારે જાવુ. ૬ આપસે સતારાને બોલસે તાળાંજી, સીરપર હસ્ત ધરે છે માહારાજા; ગરૂ થઇને ગમ પાડેજી; જ્ઞાન દેરી પોઠ ભરી આપે માહારાજા: આજ મારે. ૭ કાસી મા પરતાપ ગાય હરગોવનજી, પુરા ગરૂ પરસંન માહારાજા; રામદેના નામની ભગતીયો માગુજી, સદાય નરમળ મન માહારાજા, આજમારે ૮.

॥ ભજન ॥

પાપી દુરજોધને પરલેજ કીધો રહી, પંડવાંની પ્રતમા પાળી રે; રાજા ધરમ જેદી ઘણુ અકળાયા રહી, લાખા બોવન માં મેહેલી બારી રે; એરે મલ્યો મુને સતગરૂ સાહેબ રહી, અજમલ ઘેર અવતારી રે; નામ ધરાવ્યું પીર રામોદે રામો રહી ૧ મીરાંરે બાઇનાં જેદી સંકટ કાપ્યા રહી, સોનાની દ્વારકા દેખાડી રે; પુરા હરીભજન જેને, પ્રેમ રસ પીધો રહી; પેપાની ભગતી વધારી રે, એરે મલ્યો ૨ કટકો કાગળ મેતા નરસીયે લખ્યો રહી, હરી આવી હુંડીયો સકારી રે; કુંવર બાઇનાં જેદી માંમેરાં પુર્યાં રહી, જોઇ રહી નાગરી સારી રે; એરે મલ્યો. ૩ જોગ ધારી વાલા વન ડુગર ફરીયા રહી, દાળલદે કને આવ્યારે લાવો દાળલ બાઈમાંરે દુધડાં પીવાંછે રહી, અડધાં પીને વધાર્યાં રે; એરે મલ્યો. ૪ દરસણ કારણે દાસ રીસાયો રહી, આપે ડુગરડે આવ્યા રે; ઝાઝી સી ધુણી જોઇ સનમુખ ઉભા રહી, હરજી મનાવી લાવ્યા રે; એરે મલ્યો. ૫ માત કાસીબાઈ ગરૂ મળ્યાં પુરાં રહી, અલકની રચના દેખાડી રે; દાસ હરગોવનને ટેવ પડી છે રહી, ભગતી લગાડી મુને સારીરે એરે મલ્યો. ૬

॥ગરૂ માતાજી કાસીબાઇનું ભજન ૧ ॥

આરાધે મા આવી ઉભાં રહે હાં, ભજે ભવ દુખ ભાગે

છે; કોટી જનમનું હોય અંધારૂ, ઘડી એકમાં કાપે છે, ધંન કાસીમા નામ પવીતર; આ જુગમાં મહેમા મોટા ગરૂ નામની સેવા ધર જેને, રામ દેહ નાંમની થઇ જોતા હોજી. ૧ પર દુખીયારાં પર ઉપકારા, માતાજી તમો ઘણુ જીવો; ડાબા હાથમાં સત ધરમજીને જમણા હાથમાં છે હીરલો. ધન કાસીમા. ૨ ગાંમ પરગાંમનુ આવે દુખીયારૂ હા, સઉની ખબરો રાખો છો, કહેરે ભાઇ તારા દુખની વારતા, એમ કહીને બોલાવો છો; ધન કાસીમા. ૩ દયા લાવીને દુખ ટાલ્યાં હા, અનેકને માથે ઉગારયા, ભારે સાહેરીયમાં ડુબી રહેલા; તેની બાંહ્યા પકડી તાર્યા ધન કાસીમા ૪ અનેક ભુલ્યાને મારગે ચડાવ્યા હા, જપ માળાનું નામ લીધું; નુગરાને સુગરા કરી બેસાડયા પરદુખ ભજન નાંમ કીધું ધન કાસીમા ૫ સરતી વરતી જુવે સરવની હાં, ભલી સીખામણે આપો છો, રાંમદે નાંમની સેવા કરો છો, રામદે ભજનમાં નીત, રહો છે. ધન કાસીમા ૬ દાસ હરગોવન કહે કર જોડી હા, સરવે મંડલી સાંભલજો, હેવા કાસીમા ભગવતીનાં વારંવાર દરસણ કરજો. ધન કાસીમા. ૭

॥ રામદેજી મહારાજનું ભજન ॥

અધર તખતપર આપ બીરાજો હા, સઉને દરસણ આપોછો; બંધીવાંનની બેડીયો તોડી, રામ દુખીયાનાં દૂખ કાપો છો, વારીવારી મારા રાંમા ધણીની તમારા નામને બલીહારી; દેસો દેસમાં ગીત ગવાઇ, પીર પચરંગી નેજાધારી હોજી. ૧ ધણીના દેવળમાં વાજાં વાગે હાં, વાજાં વાગે બહુ રાગી, આવી હરીજન ભજે એમને જેવી જેની સુરતા લાગી. વારીવારી ૧ આજે ધણીનું પરતક્ષ પારખુ હા, ગાંમ દેવળ થાપે છે, અનેકને પડછો અનેકને દરસણ ધણી રામદેવ આપે છે; વારીવારી. ૩ પળે સમરીયેને ઘડી આરાધીયે હા, આઠ પોર જાણે જાપ જપીયે, રોજને રોજ જાણે દરસણ કરીયે, બાધી ઉમર જાણે ગુણ

ગાઇયે વારીવારી. ૪ કાસીમા પરતાપ ગાય હરગોવન હાં. ગ રૂની કીરપા થઈ ભારી, અનંત કોટના ઉગડયાં તાળાં જયરે કુંચીયો દેખાડી. વારીવારી. ૫

॥માતાજી કાસીબાઇનું ભજન॥

સરસ્વતી માતાને સમરીયે રેજી; લાગું ગરૂજીને પાયરે; કાસીબાઇ ગુજરાતમાંરે જી આજ મોટા મેમાયરે, ભલા ભલા કાસી મા સતીરેજી મલ્યા પરમાંણરે પુરો પડછો રાંમાપી રનોરેજી. ૧ સતીયે વાયક મોકલ્યાંરે જી જયાં છે દેવ સભાયરે, સંકર આવ્યા કઇલાસથીરે જી એમની જોડે બ્રમાય રે. ભલાં ભલાં૦ ૨ જોગી મુની અને દેવતારે જી સુરાં પુરાં સતીરે, હાક વાગી હનમાંનનીરે જી, આવ્યા ગણપતીરે, ભલાંભલાં૦ ૩ રાંમદે રણુજાનો રાજીયોરે, ધડ પોકરનો પીરરે માતા મેલ દેણનો બાળકોરે જી; અજમલનો કુવરરે ભલાંભલાં૦ ૪ બાઈયે સમાગમ આચર્યોરે જી, કરતા દેવ વીચારરે; ચૌદ લોકની વારતારે જી, કથ્યુ ગ્યાન આપારરે. ભલાભલાં૦ ૫ પાટ માંડયો પરમેશ્વરીરે જી, જાગી જોતા તે વારરે; દેવના દુંદુંભી વાગીયાંરે જી, વરત્યો જેજેકારરે, ભલાંભલાં૦ ૬ દેવ ઉઠીને ઉભા થયારે જી, સતી આપે રજાયરે; બાઈયેં મા હારાજને ભોળવ્યારે જી, તમે રહોને સદાયરે. ભલાંભલાં. ૭ રામદે કહે હું તો આંઇ રહુંરે જી, સતી બોલ્યાં ખરૂંરે; આઠ પોહોર ચોસઠ ઘડીરે જી, પ્રભુ સેવા કરૂંરે. ભલાંભલાં૦ ૮ દયા કેરો મા ડુંગરોરે જી, ધરમ કેરી ધજાયરે; સત કેરો મા સેરડોરે જી, ભકતી કેરો ભંડારરે. ભલાંભલાં૦ ૯ દુખીયુ નથી કોઈ દે સમાંરે જી. કરી સુખીયાંની પેરરે; નુગરૂ નથી માને આંગણેરે જી, ભરીયું સુરગરાનું શેહેરરે. ભલાંભલાં૦ ૧૦ દાસ હરગોવન ની વેનતીરે જી, ભગતી દેજો સદાયરે; સંતાને શરણે રાખજોરે જી, ગરીબાંની છો માયારે. ભલાંભલાં૦ ૧૧

## ॥ ગરૂ કાસીમાનું ભજન ॥

ગ્યાન તો બતાવનાર તાનતો ચડાવનાર, બુધ આપનારા માત બહુ સારી; ગુજરાત ખંડમાં ગેબી નગારૂ, મા દયા ડંકો વગાડનારી. આજ તો જુગતમાં ગરૂ કાસીબાઈ, મારે એમના વીના દુજુ નથી કોઇ, દસતો અવતાર જુવો ધર્યા દીને નાથ તારે રામદે નાંમને રહયો મોહી. ૧ તેજ તો તપે જેનું નામ તો ખપે, માનુ ધ્યાંન તો અખંડ જાણે એક તારી; જોતાંના જણાય, કાંઈ પાર ના પામાય; જાણે ભાવની ભગતમાં દીન દયાળી. આ જતો જુગ ૨ સુરત નુરતની મુરત બનાઇ મા. ખરા ખાંડા પર ખેલનારી, સતને ધરમદો ધર્યા છે આયુધમાં; કાળ જુગતને જીતનારી. આજતો જુગમાં. ૩ જોતનો સમોજોઇ ચડાવે સમાતમાં, દેવ દેદારને દેખનારી; ચઉદ બ્રમાંડમાં રમતાં ફરેછે મા, ચાર જુગનું ભાખનારી. આજતો જુગત ૪ પ્રેમ જરણાનાં વેમાંન ચડી મા જઈ મુગતીને મળનારી, ગંગા જુમનાં કાસી કેદારકા મા, માહા તીરથમાં ભળનારી; આજતો જુગતમાં. ૫ આપના ચેલાંને એક આસરો તમારો મા, ભવસાગરમાં તારનારી; દાસ તો હરગોવન ગુણ તો તમારા ગાય, સંત સાધુને પાળનારી. આ જ તો જુગતમાં. ૬

## ॥ગરૂ કાસીમાનું ભજન॥

ગુજરાત મધે એક ગામ મેસાણાજી સતીકાસીબાઇ રહે છેરે વીર, પુરવ જનમની એમની ખેડ વખાંણુજી; ખેડે તે ધણી મારો આવ્યારે, ધ્યાંન ધરૂતો રામાંપીરનુરેજી, સતના સંગે આવ્યા મારા રાજ રે ભલે પધાર્યા અજમળના કુવરરેજી ૧ જેદી રામા પીર રણુજામાં જાણ્યું જી, જાવું પડશે જરૂરે, વીરા મારા ભાઈરે વીરમદે આપણા ઘોડીલા સણગારોજી, આપે થયા અસ્વારીરે. ધ્યાંન ધરૂતો. ૨ ઉઠો ઉઠો કાસીબાઈ રામદેજી આવ્યાજી બાઇયેતે જોડયા હાથરે, હાથરે જોડીને સતીએ સેવાયો

આદરીજી, પરગટ જોતો જાગીરે ધ્યાંન ધરૂતો. ૩ કાસીબાઈ કહે છે વાલા સાંભળોરે જી, નીતનીત દરસણ દેજો રે; દુખીયારા આવે તમારા નામ જાણીજી, તેની તો ભોંડો ભાગજોરે; ધ્યાંન ધરૂ તો ૪ રીઝ્યા રામદેજીને ભીડયો ગણાં ભાગીજી, ઘણાક ઉતારયા પેલે પારરે: કાસીબાઇનો ચેલો સત ગાય હરગોવનજી, સુખના સાગર વરસાવ્યારે. ધ્યાંન ધરૂતો. ૫

॥ભજન માતાજી કાસીબાઇનુ॥

કામ કરોધ માર હઠાયા, મોહ મુમતાકુ છોડ દીયા સુરત નુરતકા પેરા મેલ્યા, રામ નાંમ રખવાળ કીયા. માત કાસીમા બેઠાં સમાતમાં, દરસણ કરો સઉ ફરી ફરી, મનના મનોરથ પુરા કરસે મા, પરસન જેને રણુંજાનો ઘણી. ૧ ધરમ નાંમકા ઢોલ બનાયા, દયા નામકા ડંકા દીયા; સત નામકા લીયા સતારા; ભાવ નામકા ભજન કીયા. માતકાસીમા. ૨ રાંમોપીર પરસન થયા, જયારે કેવી હસે નરમળમતી; જેવાં ગંગા જેવાં જુમના, એવાં કાસીમા સતી, માતકાસીમા. ૩ ગોકુળ જાય મથુરા જાય, પૈસાદાર કોઈ લેશે ભલાઈ, ગરીબને ઘર આગણે તીરથ, સાચુ દરસણ કાસીબાઇ. માતકાસીમા. ૪ પુરા ગરૂ જે કોઈ પાયા, એડી વારતા સેજે જડી, દાસ હરગોવન ગુણ કાસીમાના ગાય, પરસન રામદેવ સાચો ધણી. માતકાસીમા. ૪

॥ શ્રી રામદેજી માહારાજનું ભજન ॥

સંત કારણ અવતાર લીયો, નીજ રામ હજોધાનો રાઈ; પીતા દસરથ ઘેર પધાર્યા, ધન કૌસલ્યા માઇ; સંત કોઈ રામ ભજોને મેરા ભાઇ, રામ ભજોને મેરા ભાઈ સાધુ કોઈ; હરી ભજોને મેરા ભાઇ, જનકપુરમાં જનક ઘેર જઇ; ધનુષ લીયો ઉઠાઇ, સતી સીતાનું સત રાખીયું; લાવ્યા જાનકી ચાઇ. સંત કોઈ૦ ૨ સમુદ્રમાં પાયજ બાંધી જઈ, લંકામા લાય લગાઇ; જુધ્ધ કરી રાવણને જીતીયા, ઇંદ્ર રહયા વધાઇ. સંત કોઈ૦ ૩

સઉ દેવપર રીજ્યા રામજી, જુગત વાણ વરતાઇ; નવખંડમાં કરી નામના, જાગી જોત સવાઇ. સંત કોઈ૦ ૪ માત કાસીબાઈ ગરૂ હમારા, પુરણ કરી કમાઇ; દાસ હરગોવન કરે વીનંતી, ગુણ નાથના ગાઇ. સંત કોઇ૦ ૫

॥ ભજન બેવાર બોલવું ॥

અબીલ ને ગુલાલ કેવડા મેં કીયાં, કેસરને ચંદન ફુલડાં લેકીયાં; મેલીદાને લાજ શરમાશા કામની, આપો એકતારો જપુ નીજ નામને. ૧ એક બાજુ રહી નેતરવાયુ ઢોળતાં, એક બાજુરહી હરજી જસ બોલતા. મે૦ ૨ જ્યારે એક તારા રણુજામાં બાગસે. ત્યારે ધણી રામો નીદ્રામાંથી જાગસે. મેલી૦ ૩ જુવો માહારાજા દીવસ કેતા ચડયા, સુરા પુરા સંત આવી બારણે ખડયા. મેલી૦ ૪ રીજ્યા પ્રભુ કેવા પ્રેમના પાટથી, ભલા પડછા પુર્યા ભગતને માટથી. મેલી૦ ૫ ગાય હરગોવન કાસીમા પરતાપથી, નેતરનો સ્વામી સંતાની ભીડો ભાગસે. મેલી૦ ૬

॥ ભજનઃ ॥

બાળક રૂપે રમતાં વાલાજી, વાંણીડાને પાળયોરે; બુડતાં વાણીયે સમરણ કીધું, બુડતા ઝાઝ તાર્યા, અજમલના કુવરજી, પીરજી પોકરના પાદશાયે રામદે રણુજાના રાય, પડછા દીયો તો ધણી મારા લાગુ તમને પાય, મારી અરજ સુણજોજી. ૧ સેતલો ઘોડો શણગાર્યો વાલાજી, ઘોડીલે ધુઘર માળરે; નવ લખની હારો હાલી; એકીલો અસવાર, અજ૦ ૪ ધરમ ધજાફરકે વાલાજી, પુન્યની બાંધી પાળરે; દુખીયાં સુખીયાં પારે આવે, લીયો છો સંભાળ, અજ૦ ૩ ભગવો ભેખ ધોર્યો વાલાજી, નકળંગ જોગી રાજરે, પાટે પીરાંજીનુ બેસણુ; ભલાં ગ્યાંન ચલાવ્યાં. અજ૦ ૪ સોનાની સમાતો વાલાજી, રૂપા કેરી ઝારીરે, ત્રાંબા કળસ થાપન દીધો, સોભા બની સારી. અજ૦ ૫ અગમ ખેલ સાચો વાલાજી, કળાનો નાવે પારરે, કીરપા કરી ઉઘેડયું એનાં ઉઘ

ક્યાં દ્વાર. અજ૦ કાસીબાઇ ગરૂ છે વાલાજી, એમનો થાજો વ ઈકુંઠ વાસરે, દાસ સરગોવન કહે કરજોડી, મુને તમારો વીસવા સ. અજ૦ ૭

॥ શ્રી માહારાજનું ભજન ॥

વાલાજી માહારા કંકુ મેલ્યાં છે ગોળી, કેસર કસ્તુરી પ ણ છે થોડી; બીજા ચોખલીયારે લીધા ખોળી; હો સાંમળીયા વાલારે સાંમળીયા વાલા, આવજો રામદેરે તમસું લહે લાગી૦ ૧ અબીલ ગુલાલ લીયો છે મુઠી. ડભરો કેવડો રહયો ઓપી; ફુલ હાર લીયાછે. ગુંથી. હો સામ૦ ૨ હે વાલા પેરણ પીતાંબર ધોતી, જાંમો મુગટ સાલ છે મોહોટી; હીરા હારછે રે સાચાં મો તી. હો સાંમ ૩ હે સીરો પુરીને સેવ સુંવાલી; ખાજા જલેબી પુરીયો ખારી; દુખપાક ને ભજીયાંછે ભારી. હો સામ૦ ૪ દુધ સાકરીયાં કીધાં ભેળી, માંહી ખાંડજ નાખી છે થોડી, હે વાલા ભાત લેજો એની જોડી. હો સામ૦ ૫ હે વાલા જળભર્યા રૂપા ઝા રી, પીતાં કાયા થાસેરે તાડી; જમો જમો દેવજ મોરારી. હો સા મ૦ ૬ હે વાલા એલચી લવીંગ સોપારી, તજ જાવંત્રી મુંગીભા રી, ઝાઝા પાનની બીડીયો વાળી. હો સામ૦ ૭ હું તો માત ને તાત તમને જાણુ; વાલમ વાલમ કહીને વખાણું, મારા ઇ સ્ટદેવ તમને માનું. હો સાંમ૦ ૮ સંવત ઓગણી શાલ છે બેતા ળી, આસો સુદ પાંચમ શનીવારી, સદા સરણે રાખજો ગીર ધારી. હો સામ૦ ૯ ગરૂ કાસી બાઇ સરમથ માજી, એમને કી રપા કીધી છે ઝાજી, દાસ હરગોવન થાય છે રાજી. હોસામ ૧૦

॥ ભજન. ॥

બાળાપણની વારતારે, સાંભળજો શાક્ષાત; સોનાનાં સો ગટાં ને હીરલાના પાશા, માંડયો ત્રણ પાશાનો પાટ રે, ભાઇ રે વીરમહેહોરે; આવો આપણે રમતા રમીયેરે, જેને ભોમી થાપી રે; આકાશને અધર રાખ્યો, વાલમ વાળારે તમને ભજે જગત

બાધું. હો વાલમ. ૧ હે રમવાની તો ઘણી લેયોજ લાગી, ચડ્યું બે બંધવને શુર; જાડું વળતું રે સઉ જોવા ઉભુ ર હયું, સભા ભરાઈ ભરપુર; કયાં બ્રમા માહેસ્વર રે, જોઇ રહ્યા વધમાન ચડી; જેને. ૨ હે માતા મેલણદેને પીતા છે અજમલ, થઈ રહયાંરે ઉદાસ રે; કયાં આપણા રામદેને કયાંછે વીરમદે, એ મ જોયા કરે ચોપાસ રે; એવી ભાળ્યો આવી રે, આવ્યા મોર મુગટ ધારી રે; જેને. ૩ હે માત કાસીબાઇ ગરૂ હમારા, કરૂણા કીધી ઘણી હરગોવન પર, કીરપા કરીને આલીછે ચંતામણી રે, મુલછે અમુલ રે નાંમ છે રામો ધણી; જેને. ૪

॥ ભજન ॥

હે કોને તારીયા ને કોને ઓધારીયા. કોને ઉતાર્યા પેલે પાર; ધનો પીપો રોહીદાસ કુબો, મીરાબાઈ નીરધારરે; નરસી મેતા કેવારે, પેહેલાદનાજ જેવા; ધર્મ ધજા તમ ઘેરરે, નેજા ધારી નામ ખરૂ, હો નાથ નવખંડમાંરે; પ્રગણુ પીરાં તણુ હોજી. ૧ માલદે રૂપાદે તારાદે હરચંદ, ગોરખ ભીમ કબીર; જેસળ તોળાદે સવરી ધરૂપતા, પાંચ પંડબા વીરરે. ધરમ૰ ૨ સગાળ સાને સતી ચંગાવતી, સુદામા વીદુર ભગત ભભીક્ષણ; નેમો ને હેમો તુળસીદાસને સુરરે, કુંભોરાંણો કહીયેરે, લીલળદે સાથે. ધરમ૰ ૩ માહારાજ મુગટરામ ભાઠીરે હરજી, સતી તો દાળ લબાઇ; કાસીમા પરતાપ ગાય હરગોવન, ખુબ કરીછે કમાઇરે; ઓગણચાળી મળીયાંરે, ભવસાગર તરીયાં. ધરમ૰ ૪

॥ ભજન ॥

દુવારકામાં ધામ બંધાણા ગોકુલના વાસી, પંડરપુરમાં આપ બીરાજ્યા ડાકોર અવીનાસી; મારો નાથ આવ્યારે અજમલ ઘેરથીરે, મારો પ્રભુ પધાર્યા મારૂવાડથી. ૧ અયોધામાં અવતર્યાં, ને રણુજામાં રમીયા; પોકરના તો પીર થઇને જ્ઞાની પુરસને ગમીયા. મારો૰ ૨ શ્રીનાથમાં છબી તમારી, જગનના

થમાં જે; નામ તો અનેક ધરાવ્યાં, ધણી તો એનાએ. મારો૦ ૩ માત કાસીબાઈ ગરૂ થઇને, અખંડ જોત દેખાડી; દાસ હર ગોવન કહે કરજોડી, ભગતીને બલીહારી. મારો૦ ૪

॥ ભજન ॥

માતા મેલણદે ને પીતાછે અજમલ, માતા મેલણદેને પીતા છે અજમલ; બાલુડા રામદે રમાડયા, જીયે પીર રામદે રણુજાનો રાજા, તમને દેખ્યા ભોળા માહારાજા; જીયે પીર રામદે રણુજાના રાજા. ૧ સોના રૂપાનાં બાંધ્યાં પારણાં, હે સોના રૂપાનાં બાંધ્યાં પારણા; અલબેલોજી જુલાયા; જીયે.૨ લીલાને પીળાં આલ્યા રમતીગાં, હે લીલાને પીળાં આલ્યાં રમતીયાં; હીરલાકા પાશા ઢળાવ્યા; જીયે. ૩ પેર્યાં પીતાંબર ધર્યાં અંગવા, હે પેર્યાં પીતાંબર ધર્યાં અંગવા;જરીયુંકી ટોપી સોહાવ્યા, જીયે.૪ લીધી ગેડીયો ને રમવા સધાર્યા, લીધી ગેડીયો ને રમવા સધાર્યા; ભગવાને ભેખ ધર્યા, જીયે. ૫ સુરા સંત કોઈ કરે સેવાયો, સુરા સંત કોઇ કરે સેવાયો; સુંગરા ઘેર પુજાયા; જીયે. ૬ કાસીમા પરતાપ ગાય હરગોવન, કાસી મા પરતાપ ગાય હરગોવન; પુરે દરસન પાયા. જીયે. ૭

॥ ભજન. ॥

દયા ડાંડી લાવ આતમ; હેત નાથણુ હાથજી; સતનાં કર છાબલાં રે, હે સતનાં કર છાબલાં રે; પ્રેમ પાંગરા બાંધ, જીવો એક નામનો આધારજી, નામનો આધાર જાણે સંત કોઇ હુસીયાર; પુરા ગરૂનો પરતાપ. જીવો. ૧ ભાવ કેરા જોખ લાવી, સુરતારી છાપજી; વાંણી રૂપે વણજ કરજે, વાણી રૂપે વણજ કરજે; ધરમ રૂપે આપ. જીવો. ૨ ગાદી તકીયા મંજીરા એક તારો દુકાનજી, જ્ઞાનની કર ગણતરી; જ્ઞાનની કર ગણતરી, સબ્દ રૂપે ગરાગ. જીવો. ૩ ચેતન કેરા ચોપડા, નેત્રરણા દવાતજી; પ્રેમા લેખણ કર ધરી, પ્રેમા લેખણ કર ધરી; નરભે નાંસુ મો

ડ. જીવો. ૪ ગાદીપતી ગરૂજી હરગોવન વાણોતરજી, શેઠ કીધો શામળો; હે શેઠ કીધો શાંમળો, એમાં લાભછે અપાર. જીવો. ૫

॥ ભજન ॥

ગણેશ સુંઢાળાને સદાય રૂપાળા, ગુણ ગરૂના ગાવુ હોજી; મહારાજરે મને મનખોરે આલ્યો ત્યારે; ભલા ભાવથી આવું હે નજર કરો મારા ધેગા ધણી; તારા દેવરાનાં દરસણ પાવું, હે જી હુકમ કરો ધણી આવુ હજુરમાં, તમ ચરણાને વધાવું. હે નજર કરો મારા ધેગાધણી, તારા દેવરાનાં દરસણ પાવુ. હેજી. ૧ અરજ સાંભળ મારી આજ અજમલના, સંત ચાલે એમ ચાલુ હોજી. રામા ધણીનો મેળો ભરાય ત્યારે, નમેણ કરતો હાલું હેનજર. ૨ દુર પંથમાં આવે ઉતારા, વાં નેજા રોપાવુ હોજી; જાગે સંત ધણીયાંનાં ગુણ ગાય, ત્યારે સંખ ધડીયાલ બજાવું હોજી. હે૦ ૩ ધટ્ઓરાને સીતળ છાયડી, વામ કામ ઠેરાવુ હેજી; મુઠી મીસરીયે ધણી આગે ધરૂ, ત્યારે પીરજીનાં પારણાં જુલાવુ હે૦ ૪ અખંડ રૂપ ગરૂ બાળનાથનુ, સત ગરૂ સમરણ સાચુ હોજી. તું વેર મળેને જ્યારે તાંતીજ બાંધે, તારે પેલું કામ થાય પાકુ. હે૦ ૫ ગામ રણુંજાનુ બાનું પુજવા, એક પગલું ધડાવું હોજી; રૂપા નાણુ લઈ ઝારીયોમાં મેલુ, ત્યારે ધણી આગે ધુપ ધરાવું. હે૦ ૬ ઉલટ સુલટ નીર નરમળ ભરીયાં, રામ સાહેરમાં નાવું હોજી; કાસીમા પરતાપ ગાય હરગોવન, દરગાયે સીશ નમાવું. હે૦ ૭

॥ ભજન ॥

ગરૂ તમે માત ને તમે તાત છોજી, તમ ગરૂયે મારૂ દલ ખુપ્યુ, માહારાજે મને મનખો આલીયોજી, ત્યારે ધણીયે તન મન સુપ્યું; ભલારામસા પીર ઓલીયાજી, તમ દરગામાં તેજ ભાલ્યુ; પરભાતે લીજે નામ સાહેબ રોજી, એણી વાટે થાયે અજવાળુ, ધન જેનુ ભાગ્ય ધણી શું ધાયોજી. ૧ ગરૂ અખંડ

ધ્યાન એક તાર બનાઇ દ્યો જી, સમરણ કરવાએ તમા
મારૂ; ગરૂ જ્ઞાન ગુણ ને આલો ગરીબાઈજી, એટલુ ચેતવો હમા
રૂ; ભલા. ૨ ગરૂ ફરી ફરી અવતારનાં જોઈયેજી, આ મનખાને
સુધારો; ગુરૂ ગુજરાતીમાં ભાવ ઘણેરોજી, આવી પીરાંજી પધા
રો. ભલાં. ૩ ગરૂ ભજુ ભજુ અજમલના તનનેજી, આવી પીર
પડછો દાખો; સતગરૂ આવી રૂડો શબ્દ બતાવોજી, સદાય ધ
ણી સરણે રાખો. ભલાં. ૪ ગરૂ માત કાસીબાઇ ગરૂ હમારાજી,
જેને બુધ આપી સારી; ગરૂ દાસ હરગોવન ચેલો તમારોજી; ગુ
ણ ગાવા માગે દાહાડી. ભલાં. ૫

॥ ભજન ॥

શું કરસે તારી માયાને મુડી, શું કરસે હલકાઈ; શું કર
સે તારી કાળ કબુધી, શું કરસે મુમતાઈ; રૂડા રાંમદેને ભજો
મેરા ભાઈ, કરી લ્યો સંતા સાછેરે સગાઇ; થાસે સરગ ભોવનમાં
ભલાઇ, રૂડા રામદેને ભજો મેરા ભાઇ. ૧ શું કરસે તારો કટમ
કબોલો, શું કરસે પીતરાઇ; શું કરસે તારા ધરકી તરીયા, ધુતી
ધુતી લેશે ખાઈ. રૂડા. ૨ શું કરસે તારી કાયા નુંગરી, શું કર
સે અકડાઇ; શું કરસે તારી દેઈયો વધારી, શું કરસે ચતુરાઈ;
રૂડા. ૩ અંત સમે જ્યારે બાંધી લેત્રાસે, રોશો ઘણું પસ્તાઇ;
કાસી મા પરતાપ ગાય હરગોવન, રામ નામ લ્યો ગાઈ. રૂડા.૪

॥ ભજન ॥

તાળ લાવો પખાજ લાવો, લાવો એક તારો સાઇ; રામ
આપણો વીરમદે જેનો ભાઇ, સાહેબ આપણો વીરમદેજીનો ભા
ઈ; પ્રભુ આપણો વીરમદેજીનો ભાઈ. ૧ કંકુ લાવો કેસર લાવો,
ફુલડેથી લ્યોરે વધાઇ. રામ. ૨ સંત તેડાવો ને બેઠકા કરાવો,
શબ્દ લેજો ઉલટાઇ; રામ. ૩ સુખડી બનાવો ને પાળ ધરાવો
વેંચી લેજો વરતાઈ; રામ. ૪ કાસી મા પરતાપ કહે હરગોવન,
રામ નામ લ્યો ગાઇ. રામ. ૫

॥ ભજન. ॥

નવા ઘડાનાં ઘીરે મોકલજો, ને દુજો રવાનો ગોળ; બંગાલ દેસની સારી જોઈને, લાવો બંગાલી ખાંડ; આજ મારી એ પટીયે, આવોરે અજમલના રામાજી; જીજી ઓપટીયે આવો રે, અજમલના રાંમાજી. ૧ દેસો દેસનાં કંદોઇ તેડાવો, ને ભલાં પાડો પકવાંન; સાધુ સંતને દેવાં નુતરા, બીજાં જમાડવા ગામ. આજ. ૨ જમણ ઉપર જોઈયે દક્ષણા, એનોજ થાયછે ભાવ, બ રાણપુરી લાવો પીતાંમર; એ આપવાનો લાવ. આજ૦ ૩ સાંજ પડેને સઉ જમીજ રહેસે, ને થાસે આપણું કામ; સાધુ સંત તો લેશે સતારાં, ગાસે તમારાં નામ. આજ૦ ૪ સંત સાધુ સદાય તમ ચરણે, દેજો વઈકુંઠ વાસ; કાસી મા પરતાપ ગાય હર ગોવન, સદાય તમારો દાસ. આજ૦ ૫

॥ ભજન ॥

દેવળમાં રામદે બીરાજે, લક્ષમીજી વાયુ ઢોળે; દેવતાયોનાં આસન ઢાળ્યાં, છડીદારો જે બોલે; આજ બધી ભરી સભાયો જ્યારે, રાજા રામદેવને ત્યાં. ૧ બ્રમાને સાવત્રી આવ્યાં, શંભુનાથ પારવતી; અંજની સુત હનમાંન પધાર્યા, ઇંદ્રને ઈંદ્રા રાણી. આજ૦ ૨ ચંદાય સુરજ નવલખ તારા, આવ્યા શાત શાહેર; ફુલ ઝાડની ફુલી વાડીયો, ડમરો ને મરૂવો રે. આજ૦ ૩ ગવરીનંદ ગણેશ પધાર્યા, વાગ્યાં તાળ પખાજ; આકાશમાંથી આવી અપછરા, નઉતમ થઈ રહયા નાચ. આજ૦ ૪ મેવાડને મારૂવાડ બાધી, ગુજરાતી ગુણવાંન; કાસીમા પરતાપ ગાય હરગોવન નવાં ચડયાં નીશાન. આજ૦ ૫

॥ ભજન ॥

રામદે વીરમદે બે ભાઈ ઘોડે ચડયા, ઉતર્યા રામ સાહેરીયાની પાળક. હેલો. હેલે મારો સુણજો રાજ દરગામે, શાહેબ સુંણજો રાજ દેવરામે. ૧ બાબારે સંમાતો સોને મડી, રોઝ્યાં

પાડી રહયાં પોદારકે, હેલો. ૨ કાંઈ સતી સંતાંનાં ટોળા મળ્યાં, દરસન આવે વરણ અઢારકે. હેલો. ૩ રામદે ભલા પડછા પુરી યા રાંણી નેતરદેના કંથકે હેલો. ૪ ગામ રણુજાને ગાંદરે, વાગે નગારાંની ઠોરકે, હેલો. ૫ અમને કાસીબાઇ ગરૂ મળ્યાં, હેતે હરગોવન ગુણ ગાયકે. હેલો. ૬

॥ ભજન ॥

સરસ્વતી માતાને સમરીયેરે, ગવરીનંદ ગણેશ; ગાવું દ્વારકાંના નાથને, પોકર કર્યો પરવેશ. અજમલ ઘેર આનંદ હુવાજી. ૧ રાંમદે પારણીયામાં પોઢીયારે, વીરમદેજી છે જ્યાં; માતા મેલણદે દાસી મોકલે, કુંવર લાવો ને આંય. અજ. ૨ દાસી પારણીયામાં જોઇ વળ્યાંરે, રમતા દીઠા બે બાળ, કોને લાવુંરે માતા માહરા; કોની લઉરે સંભાળ. આજ. ૩ માતા મેલણદે રાજી થયાંરે, બાઇ મારે એક હતો; જાવોરે દાસીરે ઉતાવળાં. રામાજી ને કહો. આજ. ૪ દાસી લાવ્યાંરે વધાંમણીરે, અજમલ આવ્યા છે ધાઈ; આરે દ્વારકાંના રામજી, એમને લ્યોરે વધાઇ. અજ. ૫ સાકરો વેંહેંચાંણી સારા સેહેરમાંરે, રાજા દે ઘણાં દાંન; જાચક જનતો સંતો કીયા, દેવ જુવે વીમાંન. અજ. ૬ મંડપ ભરાયો ફુલડેરે, ડમરો મરૂવોછે જેહ; જાય જુઈરે ગુલાબનાં, ચંપો કે વડોને કેળ. અજ. ૭ સીંઘાસણરે રત્ન જડયાંરે, બાંધી હીરાની લાર; ફુમતડાંરે ફરૂકીયાં, ફરતી મોતીની હાર. અજ. ૮ કનકનાં તોરણ બાંધીયાંરે, ઉડયા અબીલ ગુલાલ; સંત સાધુરે છડીદાર થયા, હરીજન ગાય વારંવાર. અજ. ૯ દીનદીન પ્રતે મોટા થયારે, ભણ્યા ગણ્યા હુંસીયાર, રાંમદે વીરમદે જોડે રમે; ખેલ ખેલે અપાર. આજ. ૧૦ સોગટાં રમતાં તારીયાંરે, કોપતા કેરાંરે જાઝ; ગેડી દડે દઈત મારીયો, પ્રગટ થયા માહારાજ. અજ. ૧૧ માગું આવ્યું માહારાજાનુરે, ખારી પાટણ ગામ; હાથી ઘોડાને રથ ઘણા, સણગારી છે જાંન. અજ. ૧૨ ચાર ચોથ

ડીયાં વાગીયારે, વાજા વાગ્યાં છતરીસ; સોળ કળા ધારી શાય બો, લક્ષણ બતરીસ. અજ. ૧૩ ખારી પાટણ રચ્યો માંડવોરે, ગવાય વીવાની પેર; રાંમદે પરણીને ઉઠીયા, લાવ્યાનેતરદે ઘેર. અજ. ૧૪ બાર વરસ એમ થઈ ગયાંરે, રામે લીધી સમાત, બા ળનાથ ચરણે આવી રહયા, ત્રણ લોકનો નાથ. અજ. ૧૫ મેળો ભરાયો માહારાજજીરે. થાપ્યો રણુજાનો ધાંમ; ગુજરાત ખંડ માં, ગામ ગામ નકળંગનો મુકાંમ. અજ. ૧૬ માત કાસીબાઇ ગરૂ મળ્યાંરે, હરગોવન ગુણ ગાય; સંત સાધુરે સુરા સાંભળો, અલકનો મહીમાય. અજ. ૧૭

॥ ભજન ॥

માતા મેલણદે તો લાડ લડાવે મારા ધણીને, પીતા અજ મલ લાવો લીધો રેજી; જેને રોય્યા રામો રાજ કુવર ધણી ખંમા, એને મળ્યા અજમલડાજી. ૧ વીરમદે સરખારે બંધવ શોભે મા રા ધણીને, દાદો તે રાવ તરણ સીરેજી. જેને. ૨ હરભુજી તો અમલ લાવી લાવી, આપે મારા ધણીને; માલદે મેઠાઈયો વેંચે રેજી. જેને. ૩ નવસેં નવાણુમાં ગંગા નવરાવે મારા ધણીને, રૂપાં પીતાંમર આલે રેજી; જેને. ૪ દાળલ બાઇતો દુધડાંલાવી લાવી આપે મારા ધણીને, હરીનાં તે પાવલાં પખાળે રેજી. ૫ રાણી નેતરાદે તો ચમર કરે મારા ધણીને, લક્ષમીજી થાળ ધરા વે રેજી. જેને ૬ તેતરીસ કરોડ દેવતો પુષ્પ વધાવે મારા ધણી ને, હરજી ગુગળ ધુપ સેવેરેજી. જેને. ૭ બ્રમા માહેસ્વર તો ધ્યાં ન ધરે છે મારા ધણીનું, ઇંદ્ર આરતી ઉતારેરેજી. ૮ ગરૂ કાસીબાઇયે, જોતો જગાવી મારા ધણીની; હરગોવને ગુણ ગાયારેજી. જેને. ૯

॥ ભજન ॥

ગરૂણી સમજ્યાને ચેલાબી સમજ્યા, સમજ્યા હશે કોઈ ત્યાગી; રામદે નામશું લેહે લાગી, પાંચ ચોર માંહી હતા મસ્તા

ના; તે પણ ગયા ભાગી, રામદેહ નામ શું લેહે લાગી; હારે ધ ણીના નામ શું લેહે લાગી, એના ભવની ભાવટ ભાગી; રામદે નામ શું લેહે લાગી૦ ૧ ગંગા જમુનાં સરસ્વતીને જ્યાં જુઓ તો કાસી. રામદે૦ અડસઠ તીરથ હોઈ જાત્રા. હેવા રણુજાનો વાસી. રામદે૦ ૨ વેદ વંચાઇ રહ્યાં પુરાણ ગવાઇ રહ્યાં, શાસ્ત્ર રૂડાં રાગી. રામદે૦ બાર પંથ ખટ દરસન જડીયાં, જળહળ જોતો જાગી. રામદે૦ ૩ સંત સીરોમણ શુરા કહાવે, સમજ સ વારા સોહાગી; રામદે૦ કાસી મા પરતાપ ગાય હરગોવન, ભ વો ભવ ભગતી માગી. રામદે૦ ૪

॥ ભજન ॥

બ્રેહે મટાડે ગરૂ વેદના મટાડે, ને તનના સમાવે તાપ; કરોડ ગુનેગાર જો નમે તો, પલમાં કરે ગરૂ માફ; અવીચળ સ ત ગરૂજીના નામ, અવીચળ બીજી વારતા સેની. ૧ કાપે કબુ ધી ગરૂ આપે સબુધી, ને દરભેથી ઉગારે; સાચે મને જો સેવા કરે તો, બુડતાં બાવડી તારે. અવી૦ ૨ જ્ઞાન [illegible] ગરૂ આલે ગરીબી; ને રૂડો શબ્દ સીખાવે; સાચે ભાવે જો ભજન કરેતો, સરગનો મારગ દેખાડે. અવી૦ ૩ જનમ મરણના ફેરા મટાવે, ગરૂ શીશ કરીને થાપે, કાસીમા પરતાપ ગાય હરગોવન, અવી ચળ પદમી આપે. અવી૦ ૪

॥ ભજન ॥

તમે છો ધરમી મઇયા, અમે છઈયે પાપીરે; તમે ભાગ્ય શાળી મઇયા, અમે તો ભીખારી રે; ભલાં કાસી માતા, જેવો તે વો બાઈ છું તારો રે. ૧ તમે છો દેવળ મઈયા, અમે છઇયે ગા રો રે; તમેરે મેરામણ માડી, અમે જલકારો રે. ભલાં૦ ૨ તમે સુંરાં પુરાં મઈયા, હમે તો હધુરાંરે; તમે સતી સાધુ મઇયા, અ મે કર્મ કુંડારે. ભલા. ૩ તમે દેવી દેવતા મહીયા, અમે તો ધુ વાડો રે; તમે જળ હળતી જોતો, અમે કાચો તારો રે. ભલાં૦૪

તમે છો જ્ઞાની મઈયા, અમે અવજ્ઞાની રે; તમે દેવ વંસી કાયા, અમે પાંમર પ્રાંણીરે; ભલાં૦ ૫ કહે હરગોવન, ગરૂ પાય લાગું રે; ગુણ તો તમારા ગાવા, નરમળ માગું રે. ભલાં૦ ૬

॥ ભજન ॥

માહારો રે મનવો રામા, પાપી છે પુરો રે; ભર સમુંદ્રીયામાં બુડયોરે, મને અપરાધીને તારો; તારોરે નેજાધારીરે. મને. મેહેર કરો માહારાજા રે, મને૦ ૧ મારો રે મનવો રામા છે નીરભાગી રે, પરધન વેલા જુવે જાગી રે; મને૦ ૨ માહારોરે મનવો રામા, થઈ બેઠો વેહેરી; મોહ માયાયે લીધો ઘેરીરે. મને૦ ૩ માહારોરે મનવો રામા, કરમનો કાચો રે; પર તરીયા રંગ રાચ્યો રે, મને૦ ૪ માહારો રે મનવો રામા, થઇ રહયો જુઠો; પાંચે ચોર મળી લુટોરે. મને૦ ૫ માહારોરે મનવો રામા, ખોટામાં ખોટોરે, કોઈ નવ કહે એને મોટો રે. મને૦ ૬ માહારો રે મનવો રામા, હરતાંને ફરતાં રે; મેહલ પાણીમાં પડતાંરે, મને૦ ૭ માહારોરે મનવો રામા, ગાંડો ને ઘેલો રે; કોણ ગુરૂ કરે એને ચેલો રે. મને૦ ૮ કાસીમા પરતાપ ગાય હરગોવન રે, માગુ છુ નરમળ મનરે. મને૦ ૯

॥ પાઠ ॥

દુવારકાંમાં, રામદેહ. પોકરપીર, રા. મછારૂપે, રા. ધનુશ ધારણ, રા. કશ્ય રૂપે, રા. શાહેર ગાળ્યો, રા. વારારૂપે, રા. પ્રથમી લાવ્યા, રા. નરસંગરૂપે, રા. પેલાદ કારણ, રા. વામન રૂપે, રા. ઇંદ્ર કાજ, રા. ફરસુરૂપે, રા. નક્ષેત્રી કીધી, રા. રામા રૂપે, રા. અજોધામાં, રા. કરનાંરૂપે, રા. ગોકળ ભુપ, રા. બુદ્ધા રૂપે, રા;. જગંનાથમાં, રા. બાર પંથે, રા. પંઢરપુરી, રા. ખટ દરસન, રા. ડાકોર પરસન, ર. દસરથ ઘેર, રા. કૌશલ્યા તંન, રા. બીભીક્ષણ કારણ, રા. પા યજતારણ, રા. ચીત્ર કોટમાં રા. જાનકી જીવણ, રા. મારવાડમાં રા. રણુજામાં, રા. અજમલ ઘેર,

રા. મેલણુંદે જાય, રા. વીરમદે વીરા, રા. નેતરદે કંથ, રા. જ્યાં સંભાર્યા, રા. આરાધેઉભા, રા. ઘર આંગણે રા. સેરી ચકલે, રા. વાટે ઘાટે, રા. પુજન પાઠે, રા. ગાંમ પરગાંમ રા. દેસ પરદેસ, રા. ઉતર દક્ષણ, રા. પુરવ પસ્ચમ, રા. નવખંડમાં, રા. ચઉદે બ્રમાંડમાં, રા. વાહવા, રા. દીસ્તા ભોળા, રા. અતી રૂપાળ, રા. ખુબ મજાના, રા. મુગટરામ બેલી, રા. સંતાંનીવારી, રા. જળે થળે, રા. ફુલ ફળે, રા. ભજન કરતાં રા. ધ્યાંન ધરતાં, રા. સમરણ જાચુ રા. ભગતી માગુ, રા. સુંદર શ્યામ, રા. રૂડાં નામે, રા. લીલે ઘોડે રા. પુરે પડ છે, રા. નેજાધારી; રા. હધર અસ્વારી, રા. સમાત સારી રા. રૂપાઝારી, રા. છેદાતારી, રા. બહુવસ્તારી, રા. મોટા દીવો, રા. રમતા જુવો, રા. જોતાં હસતા, રા. હીરા કરતા, રા. આઠ પોરે, રા. રેણ દહાડો, રા. બાર માસે રા. આખી ઉમર રા. ગગન મંડળ, રા. દેવ દેવળ, રા. ભક્તી મુગતી, રા. વઇકુંઠપતી, રા. નીત નોબત, રા. સારી સોબત, રા. નિરમળ નાર, રા. અંમર ચીર, રા. ભલી મતી, રા રૂડી ગતી રા. જ્યાં જુવો તો, રા. હોરી લેજો, રા. નરભેનાંણુ, રા. ઝવેરખાનુ, રા. ઉતમનાંમે રા. તીરથ ધાંમ, રા. સાચો સબ્દ, રા. સમરણ વખત રા. પતીત પાવન, રા. હધમ ઉધારણ, રા. પુરણ પારણા રા. તરણ તારણ રા. લજા રાખનાર, રા. વેહેમ મટાડનાર, રા. એટલુ કઉછુ, રા. સરણે રહુ છું; રા. પુરણ પાટ, રા. એકસોને આઠ, રા. કાસીમા ગણે, રા. હરગોવન ભણે, રામદેહ.

॥ લેખ વીશે છંદ ૧ ॥

લેખ કરાવે રાજ, લેખથી રળવુંને ખાવું; લેખ મગાવે ભીખ, લેખ રાખો આશીઆળું. ૧ લેખ મેળવે નાર, લેખ વસ્તર વધારે; લેખ કરે વાંઝીયાં, લેખ પરીવારનાં જીવાડે. ૨ લેખ કરાવે ધરમ, લેખ વળી કરપણ કાવે; લેખ વીધ્યા ને હુંનર, લેખ જગ નામ ધરાવે. ૩ લેખ મેળવે મીત્ર, લેખે ઉગારે દળમાં;

લેખ હરાવે હાર, લેખ દેહ પાડે પલમાં. ૪ લેખ કરાવે ઝેર. લેખ વળી આળ ચડાવે; લેખ વધારે લાજ, લેખ અમરીત ઉપજાવે. ૫ લેખ રાખે નીજ ઘેર, લેખ પરદેસજ કાડે; લેખ મેળવે ધાંમ, લેખ બહુ તીરથ કરાવે. ૬ લેખ ભજને ભાવ, લેખ ગરૂ થાય પરસન; લેખ ભગતને સંત; લેખધણી દે દરસન. ૭ લેખ મળ્યાં કાસી માય, લેખ મુને ચેલો કરીયો; લેખે હરગોવન ગાય, હરીના ચરણે અડીયો. ૮

॥ છંદ ૨ ॥

જાણે બધી ગત, ખબર અંતરની; જાગતી છે જોત, માલમ ઘર ઘરની. ૧ ધારો ધણી મન, મોટા ઘણા થઇને; આવુ મેલી ધામ શું કરસો જઇને. ૨ દીયો દરસન જાલી રાખુ હાથ, હવે કયાં જાવો ગરીબોની નાથ. ૩ મારે મન ભાવ થકી કરૂ સેવા, પામુ અમરીત સદા ફળ લેવા. ૪ રહુ ચરણે રે ગોવીંદ ગુણ ગાઇને, ધરૂ એક ધ્યાન તમારો થઈને. ૫ ગરૂ કાસીબાઇયે પીયાલા મુને પાયા, હરગોવને રામદે ગાયા. ૬

॥ છંદ ૩ જો ॥

પીર ઘોડીલા સણગાર, આંહે વીરમદેની લાર; મુગટ રાંમની સંગાથ, આવો હરજીના નાથ. ૧ જેવો રણુજાનો ધાંમ, હેવો બંધાણો મુકામ; સુતાર બાળચંદ, કારીગરને છે ધન. ૨ મોટી મેડીયો જડાંણી, ભલી જાળીયો ભરાંણી; વાગે શંખ ઘડીયાલ, ચડે ફુલડાંના હાર. ૩ જેવી તોરણની ટેક, ગલાસ આવશે અનેક; હાંડી ઓપસે ઘણી, તકતા શોભશે ઘણી. ૪ બાઇને કરોજો હુકમ, પુરે વેળાયે જો અન; જાણે બેસી રહુ આઈ, મારે જવું નથી કયાંઈ. ૫ મને મલ્યાં કાસીબાઇ, સાચા ગરૂની સગાઈ; કર્યાં સેવકનાં કાજ, ધન ધન માહારાજ. ૬ મારે મોટુ પડીયુ કામ, ગુણ ગાવાનો મુકામ; જ્યાંછે ધણીયોનો ધામ, એવા ડેકાણાના ઠામ. ૭ ગાય હરગોવન દહાડો, અરજ સાંભળો હમા

રી પ્રભુ વેલ્રા ચડો વારી, નકળંગ નામ ધારી. ૮

॥ છંદ ૪ ચોથો ॥

રાય જનક તો નેમ ધરે; પણ રામ વીના કેમ પાર પડે; ધનુષના કડકાકર્યા; પણ સીતાજીને રામવર્યા. ૧ લક્ષ્મણજી રક્ષા કરે, પણ રામજીનુ આયુધ ધરે; હનમાંન લંકા ઘેર લીયા, જ્યારે રામચંદ્રજીયે બળ દીયા. ૨ દઈત કુળનકો નાશ કીયો જબ દેવ લોકનકુ સુખ દીયો; ચઉદ લોકનકુ રાજ કર્યું; તારે રામ થકી તે કુણુ બડુ. ૩ મનશા દેહીના હાથ કરે પસુને અંન તે કુણ પુરે; હંકારી હંકાર કરે, ત્યારે ઝાડને જળ તે કુણ પૂરે. ૪ ચાય તો દેવી દેવ ધરે, પણ રામ વીના કેમ કામ સરે; ચાય તો નીત જગન કરે, પણ રાંમ વીના તે કોણ તરે. ૫ ગરૂ કાસીબાઇ ખરાં, જેને રામજીયે મોટાં કર્યા, દાસ હરગોવને એમ ભણે મને રામ વીના તે કોણ ગણે. ૬

॥ છંદ પાંચમો. ॥

ગગન મંડળ તેજ તપીરહ્યુ બાવન બલકમાં ધણી ભ્રમાંડે અવાજ વાજે, સત સુધડે ચંતામણી. ૧ ચોરાસી મટવાનુ ટાંણુ, ખેલ ખાંડા ગમ પડે તરવેણીનો તાર જાલી, સુરત સીખર ધડે ચડે. ૨ સંત સમાગમ એવો ખોળે ખોળે હાથ જડે; સતગરૂની સાંન થકી, સત સમુદ્ર સેજે તરે. ૩ ગરૂ કાસીબાઇ હમારાં, શું કહુ બધુ જગ જાણે, હરગોવનને ગુણ ગાય. એજ ગરૂજીના તેજ વડે.

॥ ભજન. ॥

સુતા રામદે જાગીયાને, કીધો મન વીચાર; ભાઇ વીરમદે હાલો શેરીયે, રતન દડો લયો લાર. આજ મારે રામાપીરનો દડો રે રે હોજી, આ કોહો ભાઇ કોઈને જડયો રેરે હોજી; જો રાજા અજમલ જાણે રેરે હોજી, રામદે રમત રમે છે છાંની રેરે હોજી. ૧ સેરીયે જઇને સાદજ કીધો, છોકરડાં ભરાઈ; જેને

હાથે જાય ઉતાવળો, એ લેવાને જાય. આજ૦ ૨ રામા પીરજી લીધો ગેડીયો, ચાર દીસાયે ફરીયો, બાવે બાળનાથ ધુણી ધખાવી, જઈ ધુણીમાં પડીયો; આજ૦ ૩ કહેછે રામદેહ જાઓ છોકરડાં, દડોજ લાવી દો; તમારો દડો તમે નાંખીયો, દડો તમારો ગયોર. આજ૦ ૪ બાવે બાળનાથે ધુણી જોઇ તો, દડો દેવનો આવ્યો; એવા રામદે આવી ઊભા રહયા, દડો અમારો લાવો. આજ૦ ૫ કહે છે બાળનાથ કીયાં ગામને, કીયાં તમારા નાંમા; પોકર ગામ ને પીતા અજમલ, રામદેવ છે નામ. આજ૦ ૬ બાવે બાળનાથે દડો દેખાડયો, કહે તમને શાબાસ; આવી રામદેહ શીશ નમાવ્યું, મસ્તક ધર્યો હાથ. આજ૦ ૭ દડો લેઇને આવ્યા રામદેહ એમને શેનીવાર, કાસી મા પરતાપ ગાય હરગોવન કરતા છે કીરતાર. આજ૦ ૮

॥ ભજન ॥

દલાપર ધણી દયા લાવી, ને લીયોછે ઉગારી; હો આવો રામાપીરજી. હોપતાનાં ઝાઝ તાર્યા. વેહેલા ચડયા વારે. હો આવો કાંઈ બોલ્યુ ચાલ્યુ સેજો, અલખેલા દરસણ દેજો; રૂપાળા પરસન રહે જો, હો આવો. ૧ ભાડી હરજીની ભીડયો ભાગી, તેડી લાવ્યા ઘેર; હો દાળલદેને દરસન દીધાં ખુબ કરી મેહેર, હો કાંઈ બોલ્યુ ચાલ્યુ સેજો. અલખેલા ધ્યાનદેજો હો. રૂપાંદેપર રક્ષા કીધી જળે મારગ દીધો. હો માલદેને માહારો જાણી, સફળ મનખો કીધો હો. ૩ અરજ તો આલાની જાણીવાળમ બાંધી જાગે રે. હો. ગામતો મેશાણે આવ્યા. કાસીબાઇના ભાગ્યે હો. ૪ કાસીબાઇ ગરૂછે પુરા; ને પુરો એમનો હાથ. હો સંત સાધુને સરણે રાખો; હરગોવનના નાથ. હો. ૫

॥ ભજન ॥

પારણે રમોતો રામા પારણે જુલાવું, સમાતો દેખાડો ધણી ગુગળ ધરાવું; દાતારી જોતો ભારી હે; દાતારી જોતો ભારી

અજમલજીના રામા; મારે ઘેર આવો સંત સાધુના સામા દોતા
જી. ૧ ઘોડીલે ચડોતો વલા લગાંમને સાવુ; સરૂપ દેખાડો ધણી
શીશ નમાવુ; દાતારી. ૨ આવીને રહોતો મોટા મંદીર કરાવુ,
ભાવથી જ મોતો આગળ ચુરમા ધરાવું. દાતારી ૩ બેઠકામાં આ
વો ધણી જાજમો ઢળાવું, પાટ પધારો પીર આરતી ઉતારૂ. દા
તારી. ૪ ધોળી ધજા વાળા તમને ઝાઝુ શું કહીયે, આઠ પોહા
ર તમ આગળ રહીયે. દાતારી. ૫ માતતો કાસીબાઇ ગરૂછે, ત
મારા દાસતો હરગોવન ગુણ ગાયછે તમારા. દાતારી. ૬

॥ ભજન ॥

ગામતો રણુજામાં ધામનો તમારો, જીને હંસઘોડાની અ
સ્વારી હેજી. આજ રઇયતપર રીજ્યા રામદેહ, માહારાજ ચાર
ભુજારી; મારે ધણી રામદે કુવર અજમલના, નીરગુણનાથ નેજા
રી હેજી. આજ ગુજરાતમાં ભલે પધાર્યા, ગરૂ કાસીબાઇ પુજા
રી, મારે ધણી. ૧ દેસો દેસમાં દેવળ તમારૂ, એક વાળમ શો
ભા શરી હેજી. એરે દેવળછે જોવા સરીખુ. માહી રામો પીર અ
વતારી. મારે. ૨ ચાર જુગમાં રમીયા રામદે; નકળંગની ગત
ન્યારી રેહેજી; વારંવાર ધણીયોને વખાંણુ, મારે શાયબાનો ખેલ
હજારી મારે. ૩ બીજ ધરમનો મેહેમા વધાર તારો, પડછો દે
ખાડ આજ ભારી હેહેજી; ભગતાંની ભીડ ભાગનાર છો, દયાળ
ત્યારે દયો દરસન દેદારી. મારે. ૪ તન મન જ્યારે અરપણ કી
ધુ ત્યારે ગરૂ મળ્યા છે ગીરધારી હેહેજી, કાસીમા પરતાપ
ગાય હરગોવન લગીરામ સુ ઈયારી. મારે. ૫

॥ શ્રી માહારાજ રામદેજીનો સાવોળો. ॥

પેલોરે પડછો રામા પુરીયો, અજમલ ઘેર અવતારીજી;
બીજો રે પડછો રામા પુરીયો, દઈત નાખ્યો મારીજી; ભાવે ગુ
ણ ગાઉ રામા રાજવી હેહેજી ૧ તીજોરે પડછો રામા પુરીયો,
લુણની મીસરી કીધી જી; ચોથોરે પડછો રામા પુરીયો, રૂપ

તાર્ની ઝાઝ તાર્યાંજી. ભાવે૦ ૨ પાંચમો પડછો રામા પુરીયો, બાદશા પાછો વાલ્યોજી; પાંચ પડછાને પચરંગી નેજા, હેવે દેસ બતાવ્યોજી. ભાવે૦ ૩ રામદે વીરમદે રમે પારણે, સંતો દોરીયે ઝુલાવે જી; મેળોરે ભરાય દેસો દેસનો, સાધ દરસન આવે જી. ભાવે૦ ૪ રણુજા નગરને ગાંદરે, ભલાં સોનાં ગડાઇ છેજી; વાણી લાવો રે હીરા હેમની, ખીના મુલે વેચાયછે જી. ભાવે૦ ૫ કાસીમા ગરૂ પરનાપથી, દાસ કરજોડી કહેછે જી; ગરીબ હરગોવન વાણીયો, રામા તમ ચરણે રહે છે જી. ભાવે૦ ૬

॥ શ્રી રામદેજી માહારાજની સાવોળ ॥

મારવાડથી ધણી રામદેએ જી આવ્યા જી, આપે ધાંમ બંધાવ્યા; નકળંગ રાજા ધન ધણીની જોત; પુરા પીરના પડછા હેજી. ૧ રામદે વીરમદેજી પાલખે બીરાજે જી, સોના સતર સીર સાંજે. નકળંગ ૨ રામા કંકુ કેસર ફુલના હાર ચડેછે જી, અગર ગુગળ ધુપ થાય રે. નકળંગ. ૩ રામા ભારેભારે ચંદરવા, તોરણ બાંધ્યાંજી; હેવી ભલીરે તમારી ગાદી. નકળંગ૦ ૪ રામા ગામ પરગામનું, સઉ દરસન આવે જી; ભાવે દીવા સરીફળ લાવે, નકળંગ૦ ૫ રામા દુખીયાં આવે એતો, સુખને કાજેજી; ભલાં દુખીયાંના દુખો ભાગ્યાં, નકળંગ. ૬ રામા વાંજીયાં આવે એતો પુત્રને સારૂ જી, ભલાં વાંઝીયાંને પારણાં બંધાવ્યાં. નકળંગ૦ ૭ રામા નીરધનીયાં આવે એતો ધનજ લેવા જી, ભલાં નીર ધનીયાંને ધન આપ્યાં: નકળંગ૦ ૮ રામા સંત આવે, ધણીયાંના ગુણ ગાતાજી; ભલુ સંતાનુ. રક્ષણ કરો છો. નકળંગ૦ ૯ રામા સાંજ સવારે બધી મંડળી ભરાય છે જી, ભલા ઓછવ અદદેરા થાયરે. નકળંગ૦ ૧૦ રામા કાસીબાઈ તમારી, સેવા કરે છે જી; ભાવે હરગોવન ગુણ ગાયરે. નકળંગ૦ ૧૧

॥ સાવોળ ॥

અજમલ ઘેર રામદે આવ્યા, પરથમ મોતીડે વધા૦

જી; ભલારે ભાયગ માતા મેલણદે, રામો કુવર રમાડયાજી; આ જ રણુજામાં નોબતો વાગીયે, પીરનો ઝાંઝરીયો ઝમકાર રામદે વાહાલા હેહેજી ૧ ભાઇરે વીરમદેના બંધવા, રાંણી નેતરના ભરથાર હેહેજી, ધોળી ધજાને પચરંગી નેજા; હરને લીલુડો અસવાર આજ. ૨ ઉંચા દેવળ હરીને શોભતાં, ફરતા તરણ દરવાજાજી, અગર ગુગળ ધુપ થાપ ઘણા, સોના છતર ઝાઝાજી, આજ. ૩ પેહ્લી સમાત દાદા રણસીની, બીજી પીતા અજમલહેજી, વચે સમાન રામદેજીની, ફરતા કઠડા જડેલાજી; ૪ કઠડે વગ ગ્યાંરે ઝાઝાં રોજીયાં, ધણીનુ ધ્યાન ધરેછેજી, દુજા રોજીયાં રમણ રેતમાં પીરની બનગી કરેછે. આજ. ૫ ભલા રામદેજીના ઘોડીલા, ભલી રાંમદેજીની માયાજી; ભલો ભગત તમને ભજે, ભલાજીને ગુણ ગાયાજી આજ ૬ ગરીબ હરગોવન વાણીયો, ગરૂ મારે કાસીબાઈ હેહેજી, આજ માહારાજના નામની, ભાવે સાવોળ ગાઈહેજી આજ. ૭

॥ સાવોળ ॥

છઠો મહીનાના વાલો હુવા બાલુડા પારણીયામાં આવી પોઢયા હેજી; દ્વારકાંથી ધણી રામદેજી આવ્યા, અજમલ ઘેર અવતાર લીયો હેજી. માતા મેલણદે કરે વધાંમણાં, મોટી વધાઈ પીરાંની હેજી. ૧ માતા મેલણદે મોકલે દાસીને. ચંદ્રમા સુરજ એવી જોડયો ભાળી હેજી દ્વારકાથી. ૨ ચોરેથી ભગત અજમલ આવ્યા, કહે છે આતો આપણો ધણી આવ્યા હેજી દ્વાર. ૩ બાર બાર વરસ વાલે લીધી સમાતો, રામા જઈ રણુજામાં પડછા પુર્યા હેજી દ્વાર. ૪ માસ ભાદરવે મેળો ભરાણો ત્યારે સુભ અજવાળી એકાદસી હેજી. દ્વાર. ૫ બંધીવાનની બેડીયો તોડી ત્યારે આંધળાંને આંખ્યો આલી. હેજી. દ્વાર. ૬ કાસીમા પરતાપ ગાય હરગોવન, હેવી રમતો રામા રમ્યા હેજી. ૭

॥ સાવોળ. બેવાર બોલવાનું ॥

પશ્ચમ દીસામાં રામદેવળ છે હેહેજી એને જાજેરો ખંડરે

થંભ સહીત જાણે માંડવીયો હેહેજી, એને ભરીયેલા રંગરે ભરી યેલા રંગરે ધન દહાડોરે મારે ઘેર આજરો હેહેજી દીઠા રામદે માહારાજ દીઠા રામદે માહારાજરે. ધન. ૧ સોના કેરાં સીધાસ ણુછે હેહેજી, ઢાળ રૂપા કેરી પાટોરે, પાટે બેઠારે રામદે વીરમદે હેહેજી, પેર્યા મોતીડનાં હારરે. ધન. ૨ પેરણ પીતાંમર ધોતી યાં હેહેજી, ઉધાડાંછે અંગરે; સીર દીસેછે લીલીયો ટોપી હેહેજી એકએક જુવે સામુરે. ધન ૩ વરસ જુવોતો વાલાને પુરણછે હે હેજી, વાલાને ઉજળાછે કેસરે, મુખ જુવો તો વાલાના હરતાં છે હેહેજી, જાણે રૂપ રતનરે, ધન. ૪ સોના કેરા વાલાને છા તર છે હેહેજી, હાંડી તકતા જમરખરે; જોતે અખંડ એમના નાંમની હેહેજી થાય છે ગુગળના ધુપરે ધન. ૫ ધોળી ધજાયે વાલાને ફરૂકી રહી હેહેજી, નાવે નેજા તણો પારરે; ઢો ળ નગારા વાગીયા હેહેજી તોરણ બાંધ્યાં લારો લારરે ૬ મેળો ભ રાયો રામદેવળે હેહેજી, રોજીયાં પાડીયાં પોકારરે; રોજીયાંના સાંમી સરતી કરી હેહેજી પડછા પુર્યા વારો વારરે. ધન. ૭ આં ધળાંને તો વાલે આંખ્યો આલી, પાંગાંને આલ્યા પાયરે; નવખં ડમાં થઇ નાંમના હેહેજી; વાપ્યા રામદે રાયરે ધન. ૮ ગરૂ કા સીમાયે કિરપા કરી હેહેજી પુરી મારા મનડાંની આશરે, દાસ હરગોવંનની વીનંતી હેહેજી, દરસણ સાવોળ ગવાયરે. ધન. ૯

॥ ભજન ॥

ધરતી માગી તેને ધરતી રે આપી જુવો, ગામ માગ્યાં તે ને ગામ હો; ગરૂજી હોહોજી. રાજ માગ્યાં તેની રાજ આપ્યાં, ધામ માગ્યાં તેને ધાંમ; આજ મારે ગોરાં પીરાંને ઘણીખમા, આજ મારે રામા ધણીને ઘણી ખંમા; આજ મારે બાપા ભાને ઘણી ખંમા, આજ મારે કાસી માને ઘણી ખમા; હો ગરૂજી હો હોજી. ૧ વાણીયાંને ઘેર માયે પારણાં બાંધાવ્યાં, જુવો નીરધ નીયાને ધન આપ્યાં. ગરૂજી૦ પરદુખ ટાળવાને અવતાર લીયો, તારે કાસીમાતા કેત્રરાણારે. આજ૦ ૨ ભગતી માગી તેને ભગ

તી આપી જુવો, મુગતી માગી તેને મુગતી; ગરૂજી૦ જ્ઞાન મા ગ્યું તેને જ્ઞાન આપ્યું, દરસન માગ્યું તેને દરસન. આજ૦ ૩ ભલે મળ્યા એમને પીર, રામદે તો દુખીયાનાં દુખો ટાળ્યાં. ગરૂજી૦ જેવી જેને જોઈતી વસ્તુ, તેવાં તેને આપ્યાં. આજ૦ ૪ જ્યારે રામદેજીનો પરતાપ થયો ત્યારે, ગુણ ગાય એમનો ચેલો. ગરૂજી૦ દાસ હરગોવન કેહે કરજોડી, સઉ કાસીમાની જેએ બોલો ગરૂજી૦ ૫

॥ ભજન ॥

નંદજી ઘેર આવતાર લીગો પીર માતા જસોદા તમારી; રામદેના નાંમને જાઉવારી, કસ્ના રૂપે કંસને માર્યો; ગોકુળ ગા યો ચારી, ધણીના નાંમને જાઉવારી; હાંરે પીરાંની દરગાને જા ઊ બલીહારી, રામા પીરના નામને જાઉવારી. ૧ નરસંગ રૂપે હરણાકંસ લીધો, પલમાં નાંખ્યો વડારી; રામદે નામને જાઉ વારી, ભગત કારણ વાલે અવતાર લીયો; પેલાદ લીયો ઉગારી, રામદે૦ ૨ દસરથ ઘેર રામચંદ્ર કેવાંણા, માત કઉસલ્યા તમા રી; રામદે૦ રાવણનો હંકાર ઉતારવા, સમુદ્ર પાથગ તારી; રા મદે૦ ૩ વાંમન વેસ લીયો ગીરધારી, નવખંડ ભોમી ભરવા. રાંમદે૦ ઇદ્ર રાજનાં કાજ કરવા, આવ્યા તે બળને છળવા રામ ૦ ૪ મારવાડમાં અજમલ ઘેર આવ્યા, પીર માતા મેલણદે તમારી. રામદે૦ રમત રમતાં રાક્ષસ માર્યો, નકળંગ નેજા ધા રી. રામદે૦ ૫ દીલીના બાદશાયે ફોજો હલકારી, દેવતા નાઠા બાળી; રામદે૦ ઘેર્યા રણુજાને ચડયા રામદે, બાદશાને બુમો પડાવી; ધણી નામને જાઉવારી. હારે૦ ૬ કાસીમા પરતાપ ગા ય હરગોવન, વાલી કીધી રણુજાની ઝાડી. રામદે૦ રામદે ના મનુ સ્મરણ કરવા, પુરે ગરૂયે ગમપાડી. રામદે૦ ૭

॥ ભજન ॥

દેસ રમીયા પરદેસ રમીયારે, દાસ થઈને તમ ચરણે રમ ણા; નો કરણી નવાયણ કરો પીર રામારેજી; વારે ચડો વેલા મો

ટા માહારજ તો કરણી. ૧ સત દ્વાપુર તેતા જુગ જોયોરેજી; ચો થારે જુગમાં મળ્યા માહારાજ, તો કરણી. ૨ પશુ પંખીને ઢોર થઈ અવતરીયોરેજી; મનસાદેહમાં ગરૂ મળ્યા તો કરણી. ૩ ધ ણી નકળંગ તારી ધજા ફરૂકરેજી, તો નીતનીત ચડે રામા નવા નીશાંન, તો કરણી ૪ કાસીમા પરતાપ ગાય હરગોવનરેજી, જ નમ દીયો માટે ખબર લીયો. તો કરીણી. ૫

॥ ભજન ॥

સુના રહયા દેવળ સુના રહયા દેવ, સુના રહયા મુની સુ ના માહાદેવ; લક્ષમીજી પુછે હવે કયાં ગયા કંથ, ગોકુળ જોવું કે મથુરાંના પંથ; લક્ષ૦ ૧ સુની રહી વાડીયો સુના રહયા હા ર; સુના રહયા ચંદન સુના શણધાર. લ૦ ૨ સુની રહી ગાદીયો સુના આસંન, સુનાં રહયાં સેર સુનાં રહયાં વન, લ૦ ૩ ગરૂ કા સીબાઇને થયા પરસન, હરગોવંનના સાંમી દીયો દરસન લ૦ ૪

॥ ભજન ॥

ઘર હતાં તેનાં મંદીર થપાણાં, ભલી જાળીયો ભરાઇ, હ રગોવન રીજે રામ ગુણગાઇ; જેની મહ્યાં ગરૂ કાસીબાઇ, હર ગો. ૧ લીલુડે ઘોડલે ચડયા રામદે વીરમદેના ભાઈ હરગો. ૨ તનના તારને મનના મજીરા, ઝરણાની સવાંતો વરતાઈ, હરગો. ૩ સતીયે જાંણુને સાધુયે જાણ્યું ત્યારે સંતાની ભાડયો ભરાઈ હર. ૪ કાસીમા પરતાપ ગાયહરગોવન, ખુબ મજાયો થઇ હર. ૫

॥ ભજન ॥

પેલુરે મકામ રામા ગાડીયોમાંજી. એવો હરખ ઘણે રો અપાર; ઘણીરે ખમા રણુજાના રાજાજી. ૧ બીજુરે મકામ રામા જોધપરરોજી, એમાં ગરૂજી વસે બાળનાથ; ઘણી૦ ૨ તી જુરે મકામ રામા વાલરૂવાનુજી, એક ગાંદરે તે નરમળ વાય; ઘણી૦ ૩ ચોથુરે મકામ રામા ચાંગુનુ કહોયેજી, એક કુવે તે ભીડ ભરાય. ઘણી૦ ૪ પાંચમુ મકામ રામા દેસુનુ કહીયેજી,

એક વનરે વગડામાં તળાવ; ધણી૦ ૫ છઠુરે મકામ રામા ન કળંગનુ કહીયેજી, એમાં હરભુજીનાં દ્વાર. ૬ સાતમુ મકામ રા મા રણુજા નગરનુજી, એમાં વસે મારો રામદેજી નાથ. ધણી૦ ૭ ઉચાં દેવળ વાલાના શોભતાંરેજી, માહી સોના કેરી સમાત. ધણી૦ ૮ મેળોરે ભરાયો દેસો દેસરોરેજી, દરસને આવે છે વર ણ અઢાર; ધણી૦ ૯ કાસીબાઇ ગરૂ પરતાપથીરેજી, દાસ હર ગોવન ગુણ ગાય. ધણી૦ ૧૦

॥ ભજન ॥

આ જુગતમાં તો જુઠ જાજે રૂ, નીત લડાઇયો થાય; સા ચો હીરા હારજી, મારા તારાનો પારજ ના આવે, ગાફલ ગોથા ખાય; સાચો૦ મારા સત ગરૂ મોતીની માળ, પુરા ગરૂ પાનાંને લાલ; સાચો૦ ૧ અભીયાગતને આલવું પડે, જાણે ઓછું થાય; સાચો૦જેવો પઇસો મેળવ્યોછે, તેવાં વાટે જાય. સાચો૦ ૨ અલ્યા કુના બાપનું તું ખરચે છે, તું થઇ બેસ રખવાળ; સાચો૦ થો ડે દહાડે જાગસે, મુડીનો ભોગવનાર. સા૦ ૩ કાસીબાઇ ગરૂ થઈ, ભાગી ગરીબાંની ભીડ, સા૦ દાસ હરગોવન કહે કરજો ડી, મારે ધણી રામો પીર. સાચો૦ ૪

॥ ભજન. ॥

ગગનમંડળમાં દીવડો, બ્રમાંડમાં અજુવાસરે; મોરલી વાગી માહારાજની, નવખંડમાં નાદરે; પીરાંની ગતતો ઓર છે, ઓરછે તારો રામદે મળો અજમલડા, હે હુંતો આવ્યો ત મારા દેસમાં. ૧ કઈકને દેખાડયાં રામા પારણા, કઈકને દેખા ડયા અસ્વારરે; કઇકને દેખાડયા રામઘોડીલા, કઇકને દેખા ડયા ચારે ભુજેરે, પીરાં૦ ૨ કાયર નરકા દેવરા, સુરા સમુદરે લેરરે; નુગરા રાખ્યા જેલમાં, સું ગરૂ વસાવ્યું વાલા ‑સહેરરે. પીરાં૦ ૩ ગરૂ કાસીમા પરતાપથી, હરગોવન ગુણ ગાયરે; સં તાને સરણે રાખજો, નરતો નીરંજન રાયરે. પરાં૦ ૪

॥ ભજન ॥

જીરે હંસા પાપ કરંતાં, પુઠના વીચારીરેજી; ઘણા ઘણા જીવ નાંખ્યા મારી; હોજીરે હંસા. કાસીબાઇ તારેને હવે તરીયેરેજી, એમને વાલા રામદેહો; સતરે ધરમરાં જુગમાં નામ ચલાવ્યાંરેજી. ૧ હોજીરે હંસા અન નાં ખવરાવ્યાં; કોઇને ના પાયાં પાણીરેજી, દુખીયાની દોહલી નાં જાણી. હોજીરે૦ ૨ હોજીરે હંસા માયામાં મળીયોને વાટે વડીયોરેજી, પરતરીયાને પુઠે ફરીયો; હોજીરે હંસા૦ ૩ હોજીરે હંસા. દલરે રંગ્યા; પણ મન નથી રંગ્યારેજી, ગરૂજીને ગાળો દીધી ઘણી; હોજીરે હંસા૦ ૪ હોજીરે હંસા, માથે આકાસને નીચે ધરણીરેજી; મધ દરીયામાં આઝ ઓકી રહયાં. હોજીરે૦ ૫ હોજીરે હંસા કાસીબાઈની જો સેવા કરરેજી; દાસ હરગોવન કહેછે સેજં તરે. હોજીરે૦ ૬

॥ ભજન ॥

પ્રથમ સમરૂ ગણેશાને દુજાં સાંકર દેવાજી, રામાપીર મારી અરજ સાંભળજો, વારે ચડજો ધના ધણી મારી વેન મટાડોજી, આ તમે ધડપોકરના પીર; રામદે વીરમદેના વીર, ધણી૦ ૧ તમે દાતાર તમે ધરમી ને તમે છો દયાળજી, નવખંડ ચઉદ બ્રમાંનુ રક્ષણ કરનાર. ધણી૦ ૨ તમે તીરથ તમે જાતરા, તમે મોટું ધાંમજી; તમે દેવળ તમે દીવો, તમે સુંદીર શામ. ધણી૦ ૩ જોગી મુની દેવી દેવતા, ધ્યાન તમારૂ ધરતાજી; તમે ફરતા ને તમે હુરતા, તમે બધુ કરતા. ધણી૦ ૪ તમે સાધુને તમે સતી, તમે વઈકુંઠ પતીજી; કાસીમા પરતાપ ગાય હરગોવન, માગુ નરમળ મતી. ધણી૦ ૫

॥ ભજન ॥

સરસ્વતી માતાને સમરીયેરે, ગણપત લાગુ પાય; આવો આંગણે તમે આવો આવો રણુજાના રાય, તમે આવો આવો રામા રાય; આવો આંગણે૦ ૧ જાજમો ઢળાવુ ને કેસર છાંટણા

છંટાવું, ને ઉડણુ અબીલ ગુલાલ. આવો૦ ૨ નાગરવેળ પથરાવું ને કેળો રોપાવું, તો ફુલડે વધાવું મારા નાથ. આવો૦ ૩ સંત તેડાવુને બેડકા કરાવું, તો આરતી ઉતારૂ વારમવાર. આવો૦ ૪ સુખડી બનાવું ને ટોપરાં મંગાવુ, તો ધરાવું દાડમ દ્રાખ. આવો૦ ૫ લવંગ સોપારીને એલચીરે, બીડલે તે બાસટ પાંન. આવો૦ ૬ સેજ તળાયોને અમર આસીગા, તો ચરણુ તળાસુ દીનરાત. આવો૦ ૭ કાસીમા પરતાપ ગાય હરગોવન દરસન દીયોરે દયાળ. આવો૦ ૮

## ॥ ભજન ॥

ઘરતો તમેને રાંમા આંગણું તમે, સેહેરતો તમે ને બજાર તો તમે; આ સંસારમાં સગા રામદે, નાત તો તમે ને મારી જાત તો તમે; માત તો તમે ને મારા બાપતો તમે, તમેરે ગરૂને અમે ગુણ ગાઇયે. ૧ વેપાર તો તમે ને રોજગાર તો તમે, લાભ તો તમે ને મારે મુડીયો તમે. આ સંસાર૦ ૨ પાટીયાં તમે ને હીરા હારતો તમે, ચુનીયો તમેને મોહનમાળતો તમે. આ સં૦ ૩ ભાઇબંધ તમેને દોસતદારતો તમે, મીત્ર તમેને મારા ગોઠીયા તમે. આ સં૦ ૪ ધનતો તમેને રામા ધામતો તમે, સંગતો તમેને ગુણ જ્ઞાનતો તમે. આ સં૦ ૫ કાસીબાઇરે ગરૂ મેળવ્યાં તમે, હરગોવનની લાજ રાખજો તમે. આ સં૦ ૬

